ૐ

# ઢોલા મારૂની વાર્તા.

( પ્રાચીન કથાપરથી સુધારા વધારા સાથે )

સંપાદક અને પ્રકાશક,
બુકસેલર મંગળદાસ જોઇતારામ શાહ.
રીચીરોડ—અમદાવાદ



પ્રત ૪૦૦૦ આવૃતિ ૨ જી
સને ૧૯૨૮ સંવત્ ૧૯૮૪

અમદાવાદ પાનકોર નાકા પી મનહર પ્રિન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપ્યો.

કિમ્મત ૦—૮—૦.

# જાહેર ખબર.

## બુકસેલર મંગળદાસ જોઇતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

| | | | |
|---|---|---|---|
| સદેવંત શાવળીંગા | ૦—૮—૦ | હોથલ પદમણી | ૦—૧૨—૦ |
| ગજરામારૂની વાર્તા | ૦—૮—૦ | છેલજરાર | ૦—૧૨—૦ |
| ગુલબંકાવળી | ૦—૮—૦ | કહાના કુંભારની વાર્તા. | ૦—૮—૦ |
| બરાસ કસ્તુરી | ૦—૮—૦ | બોલતો પલંગ | ૧—૦—૦ |
| સુંદર કામદાર | ૦—૮—૦ | ચતુર સુંદર (ચૌદ ભાગ) | ૦—૧૨—૦ |
| પારસમણી | ૦—૮—૦ | જસમા ઓડણ | ૦—૫—૦ |
| ભકત સીરોમણી | ૦—૮—૦ | કળિકૌતક | ૦—૮—૦ |
| ભજન સાગર | ૦—૮—૦ | | |
| ભયંકર ભુતાવળીનો જોગી ચમત્કાર | | | ૦—૮—૦ |

એ સીવાય અમારી પાસેથી તમામ જાતનાં પુસ્તકો સામટાં તેમજ છુટક મળી શકશે. એક વખત મંગાવી ખાતરી કરો. વેપારીઓના ઓર્ડરપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

તમમા જાતનાં પુસ્તકો છાપાનાર.

બુકસેલર મંગળદાસ જોઇતારામ શાહ.

રીચીરોડ—અમદાવાદ.



# ઢોલા-મારૂની વાર્તા.

## પ્રકરણ ૧ લું.

### તીર્થયાત્રા.

ઇતિહાસ પ્રસિદ્ધ સૌરાષ્ટ્ર પ્રદેશમાં ભાવનગરનું રાજ્ય આજે પણ પ્રથમ પંક્તિમાં આવે છે. ભાવનગરથી આશરે નવ ગાઉને અંતરે સોનાગઢ નામનું એક નગર આવેલું છે. એ સોનગઢથી ચાર ગાઉને ટોડાટોડી નામનું એક ન્હાનું ગામ છે. એ સ્થળ પ્રાચીન કાળમાં અતિ પ્રખ્યાત હોઇ ત્યાં નરવરકોટ નામનું એક નગર અસ્તિત્વ ધરાવતું હતું. પરંતુ ઉત્પત્તિ પછી વિકાસ અને વિકાસ પછી અંત એ ક્રમ પ્રમાણે જુના જમાનાના એ નગરનો હાલમાં સર્વથા વિનાશ થઇ ગયો છે. તે સાથે એ શહેરની પ્રસિદ્ધિની કાળનો કોઇ પણ પ્રકારનો નિર્ણય થઇ શકે એવાં સાધન અત્યારે મળી આવતાં નથી; છતાં દંત કથાઓ અને બીજી જે કાંઇ સામગ્રી મળી આવે છે તે ઉપરથી લગભગ હજાર વર્ષ પૂર્વે નવરકોટ નગર પૂરી જાહો-

જલાલીમાં હોવું જોઇએ એમ માની શકાય છે. ભૂતકાળનું એ નગરનું પ્રભાવશાળી અસ્તિત્વ વર્ત્તમાનકાળની ઠોકરો ખાઇ ભવિષ્યના ચિર અંધકારમાં લુપ્ત થઇ ગયું છે.

આપણી આ પ્રાચીન પ્રસિદ્ધ કથાનો જે દિવસે આરંભ થાય છે તે દિવસે નરવરકોટ નગરમાં આનંદના તરંગો ઉછળી રહ્યા હતા. નગરની પ્રજા સુખી, સંતોષી તથા પૈસેટકે સુખી હોય એમ તેમનાં પ્રફુલ્લિત મુખમંડળો અને ઉત્તમ વસ્ત્રાલંકારો ઉપરથી સમજી શકાતું હતું. ઝાંઝરના ઝંકાર કરતી બેડલાં માંથે લઇ જળ ભરવા જતી સુંદરીઓનાં અંગ નિરોગી, રૂપવાન અને ઘાટીલાં દેખાતાં હતાં. તેમનો પરસ્પરનો વિનોદ તેમની સ્થિતિ સુખી હોવાની સાક્ષી આપતો હતો, આખા નગરના રાજમાર્ગને આસોપાલવનાં તોરણો તથા પુષ્પહારોથી શૃંગારવામાં આવ્યો હતો. શાન્તિરક્ષકો રાજમાર્ગ ઉપર ગિર્દી થતી અટકાવતા હોવાથી કોઇ રાજવંશીના સત્કારની ધામધુમ થતી હોય એવો સહેલાઇથી ભાસ થતો હતો. પાઠશાળાઓમાં રજા હોવાથી ન્હાનાં બાળકો અવનવાં વસ્રો પહેરી શેરીઓમાં સોબતીઓ સાથે આનંદ કલ્લોલ કરતાં હતાં. સહુથી વિશેષ ધામધૂમ રાજમહાલય પાસે હતી. કેમકે નરવરગઢનો રાજા નારસિંહ તેની રાણી વિમળદેવી આજે પર્વનો દિવસ હોવાથી સિંહપુરીમાં આવેલા બ્રહ્મકુંડ તરફ સ્નાનાર્થે જનાર હતાં. અગાઉથી બ્રહ્મકુંડ તરફ માણસો મોકલી છાવણી વગેરેનો બંદોબસ્ત કરી રાખવામાં આવ્યો હતો.

શુભ મુહૂર્તે રાજા રાણી રથમાં બેઠી. તેમની સાથે એક બાળ રાજકુમારને લઇ બેઠી. આજ્ઞા થતાં સારથીએ અશ્વો ચલાવ્યા. રથ ઝડપથી સિંહપુરી તરફ જવા લાગ્યા. રસ્તે જતાં પ્રજાજનોએ તથા રાજકર્મચારીઓએ રાજકુટુંબનો ઘણો સત્કાર કર્યો. રાજાએ સ્નેહ-

બીની નજરથી સહુનો સત્કાર સ્વીકાર આગળ વધવા માંડયું.

નગર વટાવી રથ આગળ જવા લાગ્યો. વસંતઋતુ ચાલતી હોવાથી પ્રકૃતિદેવીએ મન હરી લે એવું સૌન્દર્ય ધારણ કર્યું હતું. પશુ પંખીઓનો મધુર કલરવ સંભળાતો હતો. શરીરને સુખદાયક થાય એવો વાયુ વિહરતો હતો. રાજા નારસિંહ કુટુંબ સહિત પ્રકૃતિની મનોમુગ્ધકર શોભાનું દર્શન કરતો આગળ જતો હતો.

યથા સમયે છાવણીમાં જઇ પહોંચી રાજકુટુંબે મુકામ કર્યો. એ છાવણી બ્રહ્મકુંડની નજીકમાંજ હતી. છાવણીમાં વસ્ત્રો બદલી રાજકુટુંબે જઇ બ્રહ્મકુંડમાં સ્નાન કર્યું પછી નજીક આવેલા શિવાલયમાં તેણે પ્રવેશ કર્યો.

રાણા નારસિંહ અને તેની રાણી વિમળ દેવીએ પૂજા કરવા બેસવાનું હોવાથી રેશમી વસ્ત્રો ધારણ કર્યાં હતાં. નારસિંહ અને વિમળાદેવી આદર્શ દંપતિ જેવાં દેખાતાં હતાં. નારસિંહના લલાટ ઉપર રાજતેજ પ્રકાશી રહ્યું હતું. તેનું અંગ કદાવર હતું. વિમળાદેવી તેમણે પોતાની સાથે લીધો હતો તે એમનો એકનો એક લાડકવાયો પુત્ર ઢોલો હતો, એ કુમાર ઉપર રાજા રાણીના ભાવિ સુખની આખી ઇમારત ચણાયલી હતી. નામ ઢોલો હોવો છતાં તેની બુદ્ધિ ઘણી દુરદર્શી હતી. એ બાળકુમારનું રૂપ અવર્ણનીય હતું. બાલ્યાવસ્થા હોવા છતાં તેની રૂપછટા હરકોઇને આંજી નાખે એવી આકર્ષક હતી.

જે શિવાલયમાં રાજા રાણીએ પ્રવેશ કર્યો તે ઘણા જુના જમાનાથી કાળના પ્રહારો સાથે ટક્કર ઝીલતું કાયમ રહ્યું હતું. દંતકથા ઉપરથી એમ માલૂમ પડે છે કે, એ શિવાલય નળ રાજાએ બંધાવ્યું હતું. વધા સિંહપુરીની સાથેજ તેની સ્થાપના કરવામાં આવી

હતી. હાલમાં જે જગ્યાએ શિહોરનગર આવેલું છે તેની નજીક ગોમતી નદીના તટપ્રાંત ઉપર સિંહપુરી નામની નગરી આ કથાનક પ્રસંગે આવેલી હતી, કેટલાક શોધકોની એવી ધારણા છે કે, નળરાજની વિદર્ભનગરી પણ એ સ્થળેજ આવેલી હતી. નળરાજના વંશજો હિમાલય તરફ ચાલ્યા ગયા તથા વિદર્ભનગરીનો વિનાશ થઇ ગયો. અમુક વખત સુધી એ સ્થળ ઉજ્જળ થઇ રહ્યું. ત્યારે પછી વડવાના નરેંદ્ર સિંધપુત્રના કુમાર સિંહસિંધુએ એ ઠેકાણે સિંહપુર નગરની સ્થાપના કરી. વળી પાછો અમુક વખત વીતી ગયો એટલે વાઘેલા રાજાઓએ એ નગર જીતી લઇ ત્યાં શૈવધર્મની સ્થાપના કરી. જે વખતની આ વાર્તા રજૂ કરવામાં આવે છે એ વખતે સિંહપુર વૈરાટનગરની સત્તા નીચે હતું.

રાણો નારસિંહ વિવિધ પર્વ પ્રસંગે બ્રહ્મકુંડમાં સ્નાન કરવા અને શિવાલયમાં પૂજા કરવા આવતો હોવાથી પૂજારીમંડળ તેને સારી રીતે પિછાનતું હતું. પૂજારીઓને રાજકુટુંબ તરફથી પુષ્કળ દાન દક્ષિણા મળવાનો સંભવ હોવાથી તેમણે સારી રીતે રાજા રાણી પાસે કૈલાશેશ્વરની પૂજા અર્ચના કરાવી. રાજકુટુંબે ધન દક્ષિણાથી પુરોહિતોને સંતૃષ્ટ કરી નજીક આવેલી પોતાની છાવણીમાં પ્રયાણ કર્યું.

રાજવંશી વસ્ત્રો પહેરી રાણો નારસિંહ પોતાના તંબૂમાં એક સુખાસન પર બેઠો બેઠો હુક્કો પીતો હતો એવામાં એક ચોપદારે અંદર આવી વિનયથી નમન કરી કહ્યું, " મહારાજ ! કચ્છ લખપત રાણા રણમલસિંહનો એક સરદાર આપની મુલાકાત ઇચ્છે છે. "

" તેમને સન્માન સહિત અત્રે લઇ આવ. " નારસિંહે મુલાકાતની રજા આપી.

વિના વિલંબે ચોપદાર પેલા સરદારને અંદર મૂકી ગયો. સરદારે નારસિંહને નમન કરી કહ્યું, " મહારાજ! કચ્છ લખપતના રાજેંદ્ર રણમલસિંહજી આઠ દિવસથી કૈલાસેશ્વરની પૂજા નિમિત્તે અત્રે આવેલા છે. આપના અત્રે પધારવાના સમાચાર મળતાં આપની મુલાકાત તેમજ મૈત્રી કરવાની તીવ્ર ઇચ્છા તેમના મનમાં ઉપજી છે. મહારાજ રણમલસિંહજીની છાવણી અહિંથી કેવળ અડધા ગાઉને અંતરે છે તેથી જો આપશ્રી કૃપા કરી ત્યાં પધારશો તો આનંદમાં વધારો થશે.

" સરદાર ! તમે આસન ઉપર બેસો. તમારા માનવંતા મહારાજશ્રીનો પરિચય થવાથી હું ઘણો પ્રસન્ન થઇશ. સમાન ગુણ સ્વભાન તથા પ્રતિષ્ઠાવાળા પુરૂષોની મૈત્રીજ સંસારમાં શોભે છે. " નારસિંહે કહ્યું.

સરદારે નજીક પડેલા એક આસન ઉપર બેસી કહ્યું " મુલાકાત વખતે આપને કયો વખત અનુકૂળ થશે ? "

" પ્રવાસના શ્રમથી આજે હું કંટાળેલો હોવાથી આવતી કાલે સાંજે જરૂર મુલાકાત માટે આવીશ. " નારસિંહે કહ્યું,

" આપને તથા રાજકુટુંબને સન્માન સાથે લઇ જવા અમારા માણસો કાલે યથા સમયે આવશે. હવે હું રજા માગું છું. " સરદારે કહ્યું.

નારસિંહે રજા આપી એટલે સરદાર નમન કરી વિદાય થયો.

# પ્રકરણ બીજું.

## કપટ કારસ્થાન.

રાજખટપટ જેવી ખટપટ જગતમાં બીજી કોઇ નથી. રાજખટપટને લીધે અનેક નિર્દોષ નરનારીઓનાં લોહી રેડાય છે, છળપ્રપંચના દાવ ખેલાય છે, ભલાં ભોળાં માણસો કુટિલ કુકર્મીજનોની કપટ જાળનો શિકાર થાય છે, અમૃતના પ્યાલામાં ઝેર ભેળવાય છે. ટૂંકમાં એટલુંજ કે, રાજખટપટને પરિણામે જે કાંઇ ન થાય તે ઓછું છે. વળી રાજ્ય હોય ત્યાં ખટપટનું અસ્તિત્વ અવશ્ય હોય છે. રાજા બાહોશ હોય છે, મુત્સદ્દી તથા દીર્ઘદર્શી હોય છે તો ખટપટને પ્રબળ રૂપ ધારણ કરવા દેતો નથી; પરંતુ રાજા ભોળો અગર સ્વેચ્છાચારી હોય છે તો તે ખુશામદીઆઓની ખુશામદથી છાપરે ચઢે છે; પ્રપંચીઓની સલાહ સાચી માની નિર્દોષોને અન્યાય આપે છે, સ્વાર્થ સિદ્ધિ માટે રાંકડી પ્રજાને કચડી નાંખે છે અને અંતે પોતે પણ બેહાલ બની કમોતે મરે છે.

નારસિંહ રાજા બહાદુર જવાંમર્દ હોવાછતાં ધર્મ તરફ તેની વિશેષ પ્રીતિ હતી; છળકપટના દાવથી તે અજાણ્યો હતો. ગમે તેવા માણસ ઉપર તે એકાએક વિશ્વાસ મૂકતો હતો. તેની આવી પ્રકૃતિને લીધે ઘણી વખતે એણે ઠોકરો ખાધેલી હોવાછતાં તેનો સ્વભાવ સુધર્યો નહોતો. અમરો મકવાણો કરી એક બદમાશ માણસ પોતાની લુચ્ચાઇથી નારસિંહના રાજતંત્રમાં ઘણો ફાવી ગયો હતો તથા નારસિંહ હરેક વાતમાં એ સાધુ વેશધારી શયતાનની સલાહ લેતો

હતો. અમરો મકવાણો હલકા કુળમાં ઉત્પન્ન થયો હતો; પરંતુ તે વાત તેણે સફાઇથી છુપાવી રાખી હતી.

નારસિંહ જે કોઇ સ્થળે જતો તે દરેક સ્થળે અમરા મકવાણાને સાથે રાખતો હતો. બ્રહ્મકુંડના આ વખતના પ્રવાસમાં પણ એ કાળો નાગ સાથે આવેલો હોઇ તેનો ઉતારો એક જૂદા તંબૂમાં હતો.

રાતનો વખત હતો. મંદિરનાં દ્વાર ઘણા વખતથી બંધ થઇ ગયેલાં હોવાછતાં સિંહદ્વાર ઉપર દીપકો સળગતા હતા. નારસિંહની છાવણીમાં શાન્તિ છવાઇ રહી હતી. કેવળ રાજા નારસિંહ અને રાણીના તંબૂ આગળ પહેરેગીરો ખુલ્લી તલ્વાર હાથમાં લઈ પહેરો ભરતા હતા. મધ્યરાત્રિ થવાને હવે વધુ વાર નહોતી. જીવ જગત નિંદ્રાધીન થઇ ગયેલું હોવાછતાં અમરા મકવાણાના તંબૂમાં કાંઇ છુપી મસલત ચાલતી હતી.

પોતાના તંબુમાં એક સુખાસન ઉપર અમરો મકવાણો બેઠો હતો. કસુંબાની કેફ તેની વારંવાર ઘેરાતી આંખોમાં સાફ દેખાઇ આવતી હતી. વચ્ચે વચ્ચે તે હુક્કાનો દમ મારતો હતો અને ટટાર થઇ પોતાની પાસે બેઠેલા બે બદમાશો સાથે છુપી મસલત કરતો હતો. તેઓ અરસપરસમાં ઘણા ધીમા અવાજે વાતચીત કરતા હતા.

મ્હોંડામાંથી ધુમાડો કાઢી રહ્યા પછી અમરાએ કહ્યું, "જાલિમસિંહ ! આપણને આવો લાગ વારંવાર મળનાર નથી. આ વખતની મુસાફરીમાંજ આપણે ધારેલું કામ પાર પાડી આપણી ચઢતીનો માર્ગ સાફ બનાવવો જોઇએ."

પાસે બેઠેલા જાલિમસિંહે કહ્યુ. "સાહેબ આપની વાત ખરી

છે; પરંતુ રાણાજીના ખુનની વાત જાહેર થશે તો આપણે રાજ્યમાં રહેવું ભારે થઇ પડશે. "

અમરો ચીડાયો હોય એવી રીતે બોલી ઉઠયો, " આવી બહાદુરીથીજ તમે હાથમાં તલ્વાર પકડો છો કે ? જોખમ ખેડયા સિવાય મહત્વાકાંક્ષા પાર પડતી નથી એ તમે નથી જાણતા કે ? રાજાનો આપણા સહુના ઉપર સંપુર્ણ વિશ્વાસ છે. વળી આપણા આ મિત્ર અરિસિંહ સેનાપતિ હોવાથી સઘળું લશ્કર એમના કબ્જામાં છે. ચાલાકીથી રાજાનું કાસળ કાઢી નાખી કુમાર સગીર વયના હોવાથી રાજતંત્ર આપણા કબ્જામાં લઇ શકીશું. એક વખત આપણા હાથમાં સત્તા આવશે એટલે કોઇપણ માણસ આપણી વિરૂદ્ધ માથું ઉંચું કરી શકશે નહિ. "

અરિસિંહે કહ્યું, " ખરી વાત છે. આપણા બળ આગળ સહુને હારી થવું પડશે. વળી અમરસિંહજીએ જે યુક્તિ રચી છે તે પ્રમાણે કામ કરવાથી આપણા ઉપર ખુનનો આરોપ નહિ આવે એમ હું ખાત્રીથી કહી શકું છું. નજીક આવેલા જંગલમાં સારા શિકાર મળશે એવો લોભ બતાવી રાજાને આપણે આપણી સાથે શિકારે લઇ જઇ લાગ જોઇ જહન્નમના મુસાફર બનાવીશું અને પછી જંગલી પ્રાણીઓએ રાજાને ફાડી ખાધા છે એવી અફવા ઉડાવીશું એટલે કોઇ આપણા ઉપર સંદેહ લાવી શકશે નહિ. "

અમરો જાણે કે ઉત્સાહમાં આવ્યો હોય એવી રીતે બોલી ઉઠયો; " બરાબર છે એમજ કરવાનું છે.

શોણિતના તર્પણ વિના લક્ષ્મી કદિ મળતી નથી.
ને લોહી રેડાયા વિના સત્તા જરા મળતી નથી;

રાજ્ય લક્ષ્મી પાન કરવા લોહીનું આતુર રહે;
બળિદાનને આપ્યા વિના ઇચ્છા કદિ ફળતી નથી.

રાજા નારસિંહનો નાશ થશે ત્યારેજ આપણી ઇચ્છા પાર પડશે."

જાલિમસિંહે કહ્યું, "તમારી સલાહ પ્રમાણે વર્તવાની મ્હારી ના નથી: પરંતુ હરેક કાર્ય કરતાં પહેલાં પ્રથમથી તેના પરિણામનો વિચાર કરવો જોઇએ."

અમરાએ કહ્યું, "મ્હેં પૂરતો વિચાર કરીનેજ આ યોજના ઘડી રાખી છે. જો મ્હેં ઉતાવળ કરી હોત તો કયારનોય એ નારસિંહ ભુ પીતો થઇ ગયો હોત. આપણને આવો લાભ વારંવાર મળનાર નથી. એક વખત પંઝામાં સપડાયલો શિકાર ફરી જલ્દી સાંપડનાર નથી."

અરિસંહે કહ્યું, "મુલ્તવી રાખવાનાં માઠાં ફળ જાલિમસિંહજી, ધ્યાન રાખજો કે, આ કાર્ય આપણે બન્નેએ કરવાનું છે. વધુ માણસોને ભેળવવાથી ભેદનો પર્દો ખુલી જાય તેમ હોવાથી આપણેજ ચાલાકીથી કાંટો ઉખેડી નાખવાનો છે. શ્રીમાન અમરસિંહ છાવણીમાં રહી આપણા ઉપર આફત કે તહોમ્મત ન આવે એ વાતની સંભાળ રાખશે.

અમરાએ કહ્યું, "એ સંબંધી તમે બે ફિકર રહો અને હું કેવો હાવ ખેલું છું એ જોયા કરો. જ્યાં સુધી આપણી આ ત્રિપુટીમાં સંપ હશે ત્યાં સુધી કો આ ભેદ ખોલા પણ ખુલ્લો નહિ કરી શકે: પરંતુ કાર્યનો આરંભ થતાં પુર્વે આપણે ત્રણે જણાએ અરસ્પરસને વફાદાર રહેવાના સોગન ખાવા જોઇએ."

જાલિમસિંહે કહ્યું, "માનવંતા સરદાર! આપ આ શું બોલો.

છો ! આજકાલ કરતા સાત વર્ષથી અમે બન્ને જણા તમારા જમણા હાથ તરીકે કામ કરીએ છીએ, એટલા લાંબા વખતમાં તમે કોઇ પણ પ્રસંગે અમારામાં બેવફાઇ જોઇ છે ?"

અરિસિંહે ઉમેર્યું, "તમારા પ્રયત્નથીજ હું નરવરગઢનો સેનાપતિ થયો છું એ ઉપકાર જો જીંદગીમાં હું ભુલી જાઉં તો મ્હારા જેવો નમક હરામ જગતમાં બીજો કોઇ ન હોઇ શકે.

ઉપકાર કર્તાનો સદા આભાર દિલથી માનતો,
ઉપકાર ભુલે તેહને પશુ જીવ હું પિછાનતો.

જ્યાં સુધી મ્હારા શરીરમાં જીવ છે ત્યાં સુધી તો હું તમારો "વફાદાર સેવકજ રહીશ."

અમરો બોલ્યો, "ધન્ય છે. તમારા મનની વાત સાંભળી હું ઘણો ખુશી થયો છું; છતાં આ પ્રસંગે મ્હારે તમને ચેતવણી આપવી જોઇએ કે, જો તમારામાંથી કોઇને મુખે આ ભેદ ખુલ્લો થશે તો જાણી જોઇ પોતાના પગ ઉપર કુહાડો માર્યા જેવું થશે. તમારાથી અવિચારી વર્તન થશે તો તેનું ફળ તમારેજ ભોગવવું પડશે."

જાલિમસિંહે કહ્યું, "જીંદગીના છેલ્લા શ્વાસ સુધી અમારી બુદ્ધિ નહિ ફરશે."

અમરાએ કહ્યું, "તોજ ભાગ્યદેવી તમને વરશે. જાઓ, હવે તમને રજા છે. રાજાને સમજાવી પરમ દિવસે શિકારે જવાની ગોઠવણ હું નક્કી રાખીશ. તમે તમારૂં કામ બજાવવા તૈયાર રહેજો."

આટલી વાતચિત થયા પછી સહુ છુટા પડયા.



# પ્રકરણ ૩ જું

## બાળક્રીડા.

બીજે દિવસે નમતા પ્રહરે રાણો નારસિંહ પોતાના કુટુંબ તથા રસાલા સાથે લખપતના રાણા રણમલસિંહજીને મળવા તેની છાવણીમાં ગયો. રણમલસિંહની ઉમ્મર લગભગ સાઠેક વર્ષની હતી. ઉમ્મરને લીધે તેનું શરીર ઘસાવા લાગેલું હોવા છતાં તેના મુખ ઉપર રાજતેજ ઝળકતું હતું. તેણે ટાપટીપ વગરનો સાદો પોષાક પહેરેલો હતો. આટલી ઉમ્મર થવા છતાં તેને સંતાનમાં કેવળ 'મારૂઇ' નામની પાંચ વર્ષની કન્યા સિવાઇ કોઇ નહોતું. પોતાની રૂપગુણવતી પત્ની ચંદ્રકુંવર ઉપર રણમલસિંહનો પુષ્કળ પ્રેમ હોવાથી તેણે પુત્રની કામનાથી કે વિલાસ ભોગવવાની ઇચ્છાથી બીજી કોઇ સ્ત્રીનો હાથ સ્વીકાર્યો નહોતો. ચંદ્રકુંવર હમણાં ચાલીસ વર્ષની ઉમ્મરની હોવા છતાં તેના યૌવનકાલના અલૌકિક સૌંદર્યનો હજી નાશ થયો નહોતો. આછી ભસ્મ નીચે ઢંકાયલા જવલંત અગ્નિની માફક તેની રૂપચ્છટા પ્રકાશતી હતી. ચંદ્રકુંવર સતી સાધ્વી સ્ત્રી હતી. પતિ સેવા એજ તેના સ્ત્રી જીવનનો મહામંત્ર હતો. પતિનો પ્રેમ પ્રાપ્ત થયેલો હોવાથી તે પોતાનું સ્ત્રી જીવન સાર્થક થયેલું સમજતી હતી. પોતાની એકની એક કન્યા 'મારૂઇ' ને તે ઘણા લાડ કોડથી ઉછેરી મ્હોટી કરતી હતી તથા મારૂને તે પુત્રથી અધિક સમજતી હતી. મારૂ પાંચ વર્ષની ન્હાની સુકુમાર કન્યકા હોવા છતાં તેને બ્રહ્માએ અવકાશને વખતે ઘડી હોય એમ લાગતું હતું. ખિલતી ગુલાબકળી જેવી એ

નિર્દોષ કન્યા વિધિની રચનાનો એક અપુર્વ તથા સુંદર નમુનો હતી. તેની હરિણ જેવી ચપળ આંખોમાં અનેરૂં તેજ તરવરતું હતું એક વરસ નારસિંહ અને રણમલસિંહ વચ્ચે મીઠી મુલાકાતની વાતો ચાલતી. બીજી તરફ રાણી બિમળદેવી રાજરાણી ચંદ્રકુંવર પાસે મનની વાતો કરતી હતી ત્યારે ત્રીજી તરફ રાજમહાલયના બગીચામાં ઢોબા અને મારૂની બાળક્રીડાનો આરંભ થઇ ગયો હતો. આપણે આડી અવળી નજર નહિ કરતાં આપણી આ વર્તાનાં નાયક નાયિકાની બાળચેષ્ટા તરફ નજર કરીશું.

બાળચેષ્ટાને લોકો નજીવી-દુર્લક્ષ્ય કરવા જેવી ગણે છે, પરંતુ એ ભુલ છે. વૃક્ષનું નિરીક્ષણ છોડથી થાય છે, કોમળવયના બનાવો, એ વયમાં કરવામાં આવેલી સોબતો માણસના મન ઉપર ઉંડી અસર કરે છે.

જીવને આલ્હાદ આપે એવો મધુર વાયુ વિહરતો હતો. સુર્યદેવ મધ્યાકાશમાંથી પશ્ચિમાકાશમાં નમી પડયા હતા. બગીચામાં ખીલેલા વિવિધરંગી પુષ્પો મધુર સુવાસનો વિસ્તાર કરી રહ્યાં હતાં. ઢોલાના હાથમાં તીર કામઠું હતું. બાળ કુમારની આશાઓનું એ કેંદ્રસ્થાન હતું. રમતમાં ને રમતમાં તેણે એ કલ્પિત તીર કામઠાથી ઘણી વખ દિગ્વિજય કર્યો હતો, ઘણી દેવકન્યાઓનું હરણ કર્યું હતું. એવીજ કોઇ રમતની વસ્તુની આસપાસ—સાચા મનુષ્યત્વની બહાદુરી બતાવતા કોઈ હથિયારની આસપાસ પ્રત્યેક ચતુર છોકરાનું જીવન વીંટળાય છે ઉમ્મરની વૃદ્ધિ થતાં તે અસલનાં રમકડાં છોડી તેના જેવાંજ હથિયાર સજી જીવન સંગ્રામમાં ઝુકાવે છે

ઢોલાએ રમતમાંને રમતમાં તીર છોડયું સૌ તેની દૃષ્ટિ મર્યાદાથી દુર જતું રહ્યું. એવામાં પાછળથી કોઇ આવ્યું રૂમના રૂમના અવ-

ત્યાર જેવી મારૂઇ ઢોલાની નજીક આવી એના ખીલતા બાલપણના ન વર્ણવી શકાય એવા રસભાવ, બાળ નયનોમાં ચમકતી નિર્દોષતા, છુટા વાળમાં છુપાતું ગુલાબ જેવું મોહક મુખડું એ બધાએ ઢોલાને દિંગ્મૂઢ કર્યો. મારૂની આંખો હસ્તી હતી. તેના હાથમાં ઢોલાનું તીર હતું.

"આ તીર તમારૂં છે ?" મારૂએ સરળ ભાવથી કહ્યું.

"હા." બીજું શું બોલવું તે ઢોલાને સૂઝયું નહિ તે સ્થિર ઉભો રહયો.

"તમારે તીર પાછું જોઇતું નથી ?" હસમુખી બાલાએ પૂછ્યું

"તમે કોણ છો ?" ઢોલાએ પૂછયું.

"હું ?" કોકિલકંઠે બાલા બોલી, "હુ મારૂ છું."

"ત્યારે તમે બધાંને મારતાં હશો કેમ ?" વિચારમાં પડી જઇ ઢોલાએ પૂછ્યું.

ઉત્તર આપવાને બદલે બાલા હસી પડી. તેના મુખમાંથી જાણે કે અમૃત ઝર્યું. હસતાં હસતાં તેણે કહ્યું, હું કોઇને મારતી નથી. મ્હારૂં નામ બળ્યું એવું છે તેથી તમે આડું અવળું ન સમજશો."

"તમે તો રાંક દેખાઓ છો આવો, આપણે રમીએ."

બન્ને જણાં સંતાકુકડીની રમત રમવા લાગ્યા એકબીજાં છુપાઇ ગયેલાં પાછાં નજરે નજર મળતાં ત્યારે ખડખડ હસી દેતાં હતાં. અહાં ! કેવી બાલપણની સારી સ્વર્ગિય સૌબતો ! કેવા તેના અનિર્વચનીય આહલાદો !

રમત રમી રહ્યા પછી એક લતા કુંજમાં પાસપાસે બન્ને જણાં બેઠાં મારૂએ કહ્યું, "તમે મ્હારૂં નામ પ્રાથમથીજ પૂછી લીધું પણ તમારૂં નામ તો કહ્યું નહિ !"

મારૂએ જાણે કે રીસ ચઢી હોય એવો ભાવ દર્શાવ્યો. ઢોલાએ કહ્યું. " બાલા ! મ્હારૂં નામ ઢોલારાય છે, હું રાજકુમાર છું. "

" ત્યારે હું કાંઇ તમારાથી ઉતરતી નથી: હું પણ એક રાજકુમારી છું " ગર્વથી મારૂએ કહ્યું.

" વાહ વાહ ! ત્યારે આપણી જોડી સરખે સરખી મળી છે.

ત્હારી મ્હારી જોડી મજાહદાર

ઓ મારૂ ત્હારી મ્હારી જોડી મજાહદાર......"

ઢોલો એ બન્ને લીટીઓ ઉચ્ચ કંઠે લલકારવા લાગ્યો, બાળા શરમાઇ ગઈ. તે બોલી, " તમે આવાં અડપલા કરશો તો હું બાને કહી દઇશ. "

મારૂનું વાકય જાણે સાંભળ્યું જ ન હોય એવી રીતે ઢોલાએ તેના બન્ને હાથ પકડી કહ્યું, "મારૂ ! તું મ્હારી વહૂ થાય તો કેવું સારૂં ?"

" તમે તો લુચ્ચા છો. છોડો મ્હારો હાથ, હું ચાલી જાઉ. " કૃત્રિમ રીશથી મારૂએ પોતાનો હાથ છોડાવવાની મહેનત કરતાં કહ્યું.

મારૂ તથા ઢોલા વચ્ચે આવો વિનોદ ચાલતો હતો એવામાં રાણો રણમલસિંહ નારસિંહને સાથે લઇ ફરતો ફરતો એ સ્થળે જઇ પહોંચ્યો. બન્ને બાળકો વડિલોને જોઇ ડાહ્યાં ડમરાં બની ગયાં. નજીક આવ્યા પછી રણમલસિંહે લાડકી કન્યા તરફ જોઇ કહ્યું, " બેટા મારૂ આ કાકાને પ્રણામ કર. "

બાળિકાએ નારસિંહને નમન કર્યું. એ જોઇ હુકમની રાહ નહિ જોતાં ઢોલાએ રણમલસિંહને નમન કર્યું. બન્ને જણા એ બાળકોને શુભાશીષ આપી. પછી રણમલસિંહે કહ્યું, " બ્હેન મારૂ ! તું કુમારને ત્હારી માતા પાસે લઇ જા. "

તરતજ દોલાનો હાથ પકડી મારૂ રાજમહાલય તરફ જવા લાગી. તેમના અદૃશ્ય થયા પછી રણમલસિંહે નારસિંહને ઉદ્દેશી કહ્યું " રાજેંદ્ર ! આપની સાથે સંબંધ થવાથી હું કૃતાર્થ થયો છું. છતાં આપણો સંબંધ વિશેષ મજબૂત થાય એ માટે અમુક કાર્ય કરવાનો મ્હેં મ્હારા મન સાથે સંકલ્પ કર્યો છે. જેવી રીતે ઇશ્વરે આપને એકજ પુત્ર રત્ન અર્પણ કર્યું છે તેવીજ રીતે મ્હને એક કન્યારત્ન અર્પણ કર્યું છે. આ આંધળાની આંખ જેવી એ કન્યાને થોડા વખત પુર્વે આપે આપની નજરે જોઇ છે જો આપના કુમાર સાથે મ્હારી કન્યાનો સંબંધ સંધાય તો સોનામાં સુગંધ ભળ્યા જેવું થાય. જો મ્હારી આ ઇચ્છામાં આપ સંમતિ દર્શાવશો તો હું અતિશય પ્રસન્ન થઇશ. "

શ્રીમાન્ રણવીરસિંહજી, આકૃતિ ઉપરથી ગુણ પારખી શકાય છે એવું જે ડાહ્યા પુરુષોનું કહેવું છે તે ખરૂં છે. આપની કન્યા સૌભાગ્યશાળી નિવડશે એવી સાક્ષી તેની મુખાકૃતિ આપે છે. વળી આપે મ્હારૂં જે સ્વાગત કર્યું છે તેથી હું ઘણો ઉપકૃત થયો છું. આજે આપની તથા ગગનગામી સુર્યદેવની સમક્ષ આપની કન્યાને મ્હારી પુત્રવધુ બનાવવા માટે હું વચનથી બંધાઉં છું. હું ધારૂં છું કે આપના વિશ્વાસ માટે એક ક્ષત્રિય રાજવીનું વચન બસ છે." નારસિંહે કહ્યું

"આપના વચન સાંભળી મ્હારો હર્ષ હૃદયમાં સમાતો નથી. આપ જેવા રાજવીના વચનમાં મ્હને સંપુર્ણ શ્રદ્ધા તથા અડગ વિશ્વાસ છે. ચાલો, આ મંગળ સમાચાર મ્હને અંતઃપુરમાં પહોંચાડવા દો. આ સમાચાર સાંભળી કુંવરીના માતાજીને અપાર આનંદ થશે. " રણમલસિંહે હર્ષના આવેશથી કહ્યું.

આવી રીતે તે દિવસે રાણા નારસિંહે ઢોલા સાથે માફનો વાકસંબંધ નક્કી કર્યો, રાત્રે જમી પરવારી રાજા રાણી અને કુમાર સાથે પોતાની છાવણીમાં પાછો ફર્યો. વિધિના વિધાનથી એકજ દિવસમાં આ બનાવ બન્યો. કરૂણામય કિરતારની કળા આવી અદ્ભુત છે. લલાટના લેખનું ખંડન કોઇ કરી શકતું નથી. તેથીજ કહ્યું છે કે.

મનુષ્ય ધારે હું કરૂં, કરી શકે ના કોઇ;
આદર્યું અધવચ રહે ને હરી કરે સો હોય.

---

## પ્રકરણ ૪ થું.

### શિકારી કે શિકાર ?

---

રાણા નારસિંહે બે દિવસથી બ્રહ્મકુંડથી મુકામ ઉઠાવી રાજધાની તરફ જવા માંડયું હતું. રસ્તામાં અમુક ચોકસ સ્થળે મુકામ કરી શિકાર કરવા જવાની ગોઠવણ અમારા મકવાણાએ કરી રાખી હતી તથા તેના સમજાવવાથી નારસિંહે એ વિષયમાં પોતાની સંમતિ દર્શાવી હતી. બ્રહ્મકુંડથી ત્રીસ ગાઉને અંતરે એક ભીષણ અરણ્યમાં મુકામ કરવા માટે અગાઉથી તંબુઓ ઠોકી રાખવામાં આવ્યા હતા તથા બીજી હરેક પ્રકારની તૈયારી ત્યાં કરી રાખવામાં આવી હતી. ત્રીજે દિવસે સ્હવારે નારસિંહનો રસાલો એ સ્થળે જઇ પહોંચ્યો તથા રાણો નારસિંહ એ સ્થળેથી શિકારની સહેલગાહે જનાર હોવાથી રસાલાએ ત્યાં મુકામ કર્યો.

સ્હવારના કામકાજમાંથી પરવારી અરિસિંહ તથા ભીમસિં-

ઞની સાથે ઘોડે ચઢી શિકારની સહેલગાહે નીકળી પડયો. અમારો મક-
વાણો છાવણીમાંજ રહી પોતાનો ભાવી કાર્યક્રમ કરવા લાગ્યો

ચારે દિશા... ઘનઘોર જંગલ આવેલું હતું. આસમાની આકાશ દિંગતને છેડે આવેલી પર્વતની હારમાળા સાથે ભળી ગયેલું દેખાતું હતુ એ જંગલમા કેવળ એક પગથીનો રસ્તો હોય તે પણ માણસોનો અવરજવર નહિ હોવાથી જંગલનું સ્વરૂપ ધારણ કરવા લાગ્યો હતો, આંબા વડ પીંપળા, બાવળ વગેરે જુદી જુદી જાતનાં ઝાડોનાં જુથ એ જંગલમાં આવેલા હોય તેની ડાળો ઉપર વિવિધ પ્રકારનાં પક્ષીઓ કલોલ કરતાં સંભળાતા હતા વચ્ચે વચ્ચે કોઇ જંગલી પશું પ્રાણીની હાક એ જંગલની નિસ્તબ્ધતાનો ભંગ કરતી હતી આ જંગલમાં હરણોની વસ્તિ પુષ્કળ હતી કોઇ કોઇ સ્થળે સિંહ તથા વાઘની ગુફાઓ પણ હતી આ બીહામણા જંગલમાં પ્રવેશ કરવાની હિમત કોઈ કરી શકતું નહિ. બે કલાક સુધી રાણો નારસિંહ અરીસિંહ અને જાલમસિંહની સાથે એ જંગલમાં શિકારની શોધમા રખડયો. છેવટે દુરથી એક વાઘણ નજરે પડતાં નારસિંહે પોતાનો તેજી ઘોડો તે તરફ દોડાવ્યો આ વખતે અરિસિંહ અને જાલીમસીંહ રાણાનું અનુસરણ નહિ કરતાં જાણી જોઇ દુર ખસી ગયા નારસિંહને પોતાના તરફ આવતો જોઇ ચેલી વાઘણ છંછેડાય ને તેની સામે ધસી વાઘણનાં બે ન્હાનાં બચ્ચાં પણ છલંગો મારતાં મારતાં વાઘણ પાછળ જવા લાગ્યા રાણાએ એક હાથમાં ભાલો બરાબર પકડી બીજા હાથમાં તલવાર લીધી નારસિંહ અને વાઘણ વચ્ચે બે કદમનું અંતર રહયું એટલે વાઘણે નારસિંહના અશ્વો ઉપર ટુટી પડવાની તૈયારી કરી પરંતુ વીના વીલંબે નારસીંહે હાથમાંનો ભાલો વાઘણના કપાળ વચ્ચે ઉગામ્યો છંછેડાયલી વાઘણે આંખની પલક પડે એટલામાં તો

ભાલાનો ઘા ચુકાવી જોરથી બુમ મારી ફરીથી કુદકો માર્યો પરંતુ નારસિંહે ચાલાકીથી ભાલો ઉગામી તેની છાતીમાં ખોસી દીધો પોતાની માતાને શિકારીના હથીયારમા સપડાયલી જોઇ પેલાં બન્ને બચ્ચાઓ ભયંકર ગર્જનાઓ કરતાં નારસિંહ તરફ ધસી આવ્યા આ ઘણો કટાકટીનો વખત હતો સપડાયલી વાઘણનો જીવ લીધા સિવાય જો તેને છુટી કરવામાં આવે તો તે નારસિંહને ફાડી ખાધા સિવાય શાન્ત થાય એવો સંભવ નહોતો વળી જો પેલા બે બચ્ચાંઓને મહાત કરવામાં ન આવે તો પણ નારસિંહ નીર્ભય થઇ શકે તેમ નહોતો બરાબર આવા કટાકટીના વખતે પાછળથી એક તીર આવ્યું. એ તીર સણસણાટ કરતું રાજાના બરડામાં પેસી ગયું તીર છોડનારે પોતાની સઘળી શકિતનો ઉપયોગ કરેલો હોવાથી એ તીર નારસિંહના બરડામાંથી દાખલ થઇ આગળના છાતીના ભાગ સુધી પહોંચી ગયું નારસીંહ બાહોશ બની ઘોડા ઉપરથી નીચે તુટી પડયો વાઘણના પેલા બન્ને બચ્ચાને એટલુંજ જોઇતું હતું તેઓ બેહોશ પડેલા નારસીંહના અંગ ઉપર ધસી આવી નિર્દયતાથી તેને ફાડી ખાવા લાગ્યા નારસિંહના હાથમાંનો ભાલો પડી જવાથી ઘવાયલી વાઘણ પણ ભમણા ક્રોધથી નારસીંહના જમીનદોસ્ત થયેલા અંગ ઉપર ધસી આવી એ વખતનો દેખાવ પત્થર જેવા કુર હૃદયને પણ કંપાવે એવો હતો વાઘણ આવી નારસિંહના અંગને ફાડી ખાવા લાગી એટલે પેલાં બન્ને બચ્ચાઓ નરસીંહના ઘોડા ઉપર તુટી પડયાં તથા તેમણે એ ઘોડાને જોત જોતામાં બેજાન કરી નાખ્યો.

અણીના વખતે રાણા નારસિંહને વીંધી નાખનાર તેનો દુષ્ટ સાથીદાર અરિસિંહ હતો ઘણે દુર એક વૃક્ષ ઉપર ચઢી જઇ અરિ-

સિંહ અને જાલીમસિંહ નારસિંહની દુર્દશા થતી જોઇ પોતાના મનમાં મલકાતા હતા. નારસિંહને આવી રીતે મૃત્યુનો મહેમાન બનાવી એ બન્ને નીમકહરામ શયતાનો ઝાડ ઉપરથી નીચે ઉતરી પછી પોતપોતાના ઘોડા ઉપર બેસી છાવણીમાં પહોંચી ગયા. છાવણીમાં દાખલ થતાંની સાથે તેમણે એવી રડારોળ કરી મુકી કે શું થયું હતું એ સંબંધી કોઇ કાંઇ કલ્પના કરી શક્યું નહિ. સહુ અરિસિંહ તથા જાલીમસિંહને રડારોડ કરવાનું કારણ પુછતા હતા, પરંતુ ઉત્તર આપવાને બદલે ઉલટા તેઓ વિશેષ જોરશોરથી રડતા હતાં. છેવટે એ બન્ને જણાઓને અમારા મકવાણા પાસે લઇ જવામાં આવ્યા. ત્યાં જતાંની સાથેજ તેઓ ઉપરા ઉપરી પોકો મુકવા લાગ્યા. અમરાએ તેમના તરફ જોઇ કહ્યું, " તમે રડારોળ કરતા હોવાથી કોઇ માઠો બનાવ બન્યો હોય એમ લાગે છે. શું થયું છે તે જલ્દી કહો."

શયતાન અરિસિંહે ઢોંગ કરતાં કહ્યું, " સરદાર સાહેબ ! શું કહીએ ? જે કાંઇ બન્યું છે તે અમે અમારી જીભે કહી શકીએ તેમ નથી. અરેરે ! અમારા કપાળમાં આવી કાળી ટીલી લાગતાં પહેલાંજ અમારૂં મૃત્યું થયું હોત તો સારૂં."

જાલીમસિંહે કહ્યું, " જો અગાઉથી આવી ખબર હોત તો અમે મહારાજને શિકારે જવા દેત નહિ તથા તેમની સાથે જાત પણ નહિ."

અમરો મનમાં સઘળો ભેદ જાણતો હોવા છતાં નાટક બરાબર ભજવવાના હેતુથી તેણે કહ્યું, " તમે મહારાજાની સાથે શિકારે ગયા હતા અને મહારાજશ્રીને લીધા સિવાય પાછા ફર્યા છો તેનું શું કારણ છે ? જલ્દી કહો કે મહારાજશ્રી ક્યાં રોકાયા છે ?"

અરિસિંહે કહ્યું, " મહારાજ ! કાળો કેર વર્ત્યો છે. છેવટ સુધી

અમે મહારાજશ્રીની સાથે સાથે હતા; પરંતુ એકાએક કોણુ જાણે કે શા કારણુથી તેમણે અમારી સોબત છોડી પોતાનો ઘોડો વાયુવેગે જંગલમાં દોડાવી મુકયો. અમે પણ અમારા ઘોડાઓ દોડાવી તેમની પાછળ જવા લાગ્યા; પરંતુ જોતજોતામાં તેઓ અમારી નજરની બ્હાર નીકળી ગયા. પછી બે કલાક સુધી અમે એ જંગલમાં રખડી રઝળી તેમની તપાસ કરી: પરંતુ પત્તો લાગ્યો નહિ, તેમનો પત્તો મેળવ્યા સિવાય છાવણીમાં પાછા નહિ ફરવાનો અમે અમારા મન સાથે સંકલ્પ કર્યો. ઘણી તપાસ કર્યા પછી જે દેખાવ અમે જોયો તેથી અમારા દુઃખનો પાર રહ્યો નહિ. એક ઘીચ ઝાડીની અંદર મહારાજશ્રીનો દેહ નીચે જમીન ઉપર પડયો હતો. તેમનો ઘોડો પણુ તેમની નજીક પડયો હતો તથા એક વિકાળ વાઘણુ અને તેનાં બે બચ્ચાં મહારાજશ્રી અને તેમના ઘોડાના શરીરને ફાડી ખાતાં હતાં, એ વખતે મહારાજશ્રીના જીવનનો અંત આવી ગયેલો હોવાથી એ વિકાળ વાઘણની સ્હામે થવાનું જોખમ ખેડવું અમને વ્યાજબી લાગ્યું નહિ. લાચારીથી અમે પાછા છાવણીમાં આવ્યા છીએ. જો મહારાજશ્રી અમારાથી છુટા ન પડી ગયા હોત તો અમે જીવના જોખમે પણુ જરૂર તેમનું રક્ષણ કરત.”

આટલો ખુલાસો કર્યા પછી એ બન્ને લુચ્ચા બદમાશો પાછા વિલાપ કરવા લાગ્યા. અમરો મકવાણો પણ લોકોને બતાવવા માટે રડવા લાગ્યો. વિના વિલંબે મહારાજના અકાળ મરણના સમાચાર વાયુવેગે આખી છાવણીમાં ફેલાઇ ગયા. એ સમાચાર કાને પડતાંની સાથેજ રાણી તો બેહોશ બની ગઇ. ઘણા વખતની સારવાર પછી તે શુદ્ધિમાં આવી એટલે પતિને યાદ કરી હૃદયભેદક વિલાપ કરવા

લાગી. માતાને રડતી જોઇ ઢોલો પણ રડવા લાગ્યો. દાસીઓ આ પ્રસંગે રાણીને ધીરજ આપવાની હિમ્મત કરી શકી નહિ. એ આખો ... રડારોડ ચાલી બીજી તરફથી અમરા મકવાણાએ રાજાના મૃતદેહને હોય તેવી હાલતમાં છાવણીમાં લઇ આવવા માણસો મોકલ્યા પરંતુ વાઘણ તથા તેનાં બચ્ચાંએ રાજાના દેહનું નિશાન સુદ્ધાં રહેવા દીધું નહોતું; કેવળ ઘોડાના શરીરના બે ચાર અવયવો અસ્ત વ્યસ્ત સ્થિતિમાં એ સ્થળે પડી રહ્યા હતા. માણસોએ વીલે મુખે પાછા ફરી સ્નાનના સમાચાર કહી સંભળાવ્યા.

રાત્રે બગલા ભગત જેવો દુષ્ટ અમરો રાણી વિમળદેવી પાસે ગયો અને તેણે ખરખરો કર્યો, પછી તે ગદગદ કંઠે કહેવા લાગ્યો, "રાજમાતા ! લલાટના લેખ કોઇથી મિથ્યા થતાં નથી. ઇશ્વરે જે દુઃખદ પ્રસંગ આપણા ઉપર આણ્યો છે તેને વેઠી લીધા સિવાય આપણો છુટકો નથી. મહારાજશ્રીના વિયોગનો શોક તમને સાલે એ સ્વાભાવિક છે. પરંતુ ઇશ્વરની ઇચ્છા આગળ આપણું-માનવજાતનું કાંઇ ચાલી શકતું નથી. હવે તમારે બાળકુમાર ઢોલારાણા તરફ જોઇ હ્રદયમાં ધીરજ ધરવી જોઇએ ઇશ્વર કરશે ને કુમાર થોડા વખતમાં ઉમ્મર લાયક થઇ પોતાનું રાજપાટ સંભાળી લેશે. વળી પ્રસંગ આવી પહોંચ્યો છે ત્યારે મ્હારે કહેવું પડે છે કે, મ્હેં ઘણાં વર્ષોથી મહારાજશ્રીનું નમક ખાધું છે. તેમની કૃપાથીજ હું અત્યારે આબરૂ ઇજ્જતમાં મ્હારા દિવસો ગુજારી શકું છું. વળી આ સેવકની બુદ્ધિ માટે મહારાજને એટલું બધું માન હતું કે તેઓ દરેક કાયમાં મ્હારી સલાહ લેતા હતા. ઘણી વખતે રાજ્યના કારભારીની પદવી મ્હને આપવાની મરજી તેમણે દર્શાવી હતી; પરંતુ હું પદવીનો ભુખ્યો નહિ હોવાથી મ્હેં તે સ્વીકારવાની દરેક વખતે વિનયપૂર્વક ના પાડી

હતી. હવે જ્યારે બીજો કોઈ રસ્તો નથી ત્યારે પછી ના છુટકે રાજ-તંત્રની લગામ મ્હારે મ્હારા હાથમાં લેવી પડશે. માલીકનું લુણ હલાલ કરવું એજ હવે મ્હારી મુખ્ય ફરજ છે. "

રાણી આ વચનો સાંભળી સજળનયને કહેવા લાગી; " જે બનાવ બન્યો છે તેની મ્હારા મન ઉપર ઘણી અસર થઇ છે. મ્હારૂં ચિત્ત બેચેન બની ગયું છે. તમારી રાજખટપકમાં માથું મારવા જેટલી સ્વસ્થતા હમણાં મ્હારામાં નથી. તમે તમને જેમ ઠીક લાગે તેમ કરો. તમારા ઉપર મ્હને પૂરતો વિશ્વાસ છે. "

અમરાએ દિલગીર મુખે કહ્યું, " ઇશ્વર શત્રુને પણ આવો દુ:ખદાયક દિવસ ન બતાવે. અરેરે ! આપણે કોઇ કાળ ચોઘડીએ રાજધાની છોડી હશે એમજ મ્હને લાગે છે. વળી મહારાજશ્રીના અકાળ મરણની ખબર જયારે આપણી પ્રજાને પડશે ત્યારે તેના દુ:ખનો પારજ નહિ રહે. પ્રજાના કલ્યાણમાંજ પોતાના કલ્યાણનો સમાવેશ થયેલો છે એમ માની મહારાજ પ્રજાનું પુત્ર માફક પાલન કરતા હતા. ખરૂંજ છે કે—

શોભતો રાજા સદાએ પ્રજાના સહકારથી;<br>
સત્તા થતી બળવાન કેવળ પ્રજાના આધારથી;<br>
પ્રજાજન છે પ્રાણ ને રાજા એ કેવળ દેહ છે:<br>
પ્રાણ વિણ ચાતો વૃથા એ દેહ સહુ વ્યવહારથી.

અમારે પણ મરહુમ મહારાજના ધ્યેયને અનુસરી પ્રજાનું પાલન અને દુષ્ટોનું દલન કરવાનું છે. રાણીજી, હવે આ સ્થળે વધુ રોકાઇ રહેવું નકામું છે. આવતી કાલેજ યોગ્ય ક્રિયા કરી, મહારાજની યાદ હમ્મેશાંને માટે આ સ્થળે કાયમ રહે એટલા માટે એક મંદિર બંધા-વવાની ગોઠવણ કરી રાજધાની તરફ ઉપડી જઇશું. "

"જેમ તમને ઠીક લાગે તેમ કરો." સરળ સ્વભાવની રાણી આટલું બોલી હૃદય ભરાઇ આવવાથી પાછી રડી પડી. તે સઘળી હિમ્મત હારી ગઇ હતી. ચંદ્રનો અસ્ત છતાં રાત જેવી રીતે અંધારી બની જાય છે તેવીજ રીતે પતિના અકાળ મરણથી રાણીનું જીવન અંધકારમય બની ગયું હતું. નિરાશાના એ ઘનઘોર અંધકારમાં આશાનો એક દીપક માત્ર તેનો પુત્ર ઢોલો હતો. પતિનું સ્મરણ થઇ આવતાં રાણી વારંગવાર પોતાના એકના એક પુત્રને હૃદય સરસો ચાંપી હૃદયમાં સળગી ઉઠેલા દુઃખના પ્રચંડ જ્વાળામુખીને શાન્ત કરવા મથતી હતી. તેના અંતઃકરણમાં આજ સુધી વહેતી પતિ પ્રેમની ધારા આગળ માર્ગ નહિ મળવાથી પુત્ર પ્રેમની ધારામાં ભળી જવા લાગી હતી. જો આ વિશ્વસંસારમાં વિધવા નારી માટે કોઈ શાન્તિનું સ્થાન હોય તો તે તેનાં સંતાન છે. સંતાન વિનાની વિધવા માટે જીવન સળગતા દાવાનળ જેવું દુઃખમય છે.

## પ્રકરણ ૫ મું.

### રાજ્યનો ત્યાગ.

કાળ કોઇની રાહ જોઇ બેસી રહેતો નથી. તે કોઇના સુખ દુઃખ તરફ નજર કર્યા સિવાય પસાર થઇ જાય છે. કાળની ગતિને અટકાવવાની શકિત કોઇનામાં નથી. રાણા નહારસિંહનું ખૂન થયા પછી એક વર્ષ જેટલો વખત વીતી ગયો હતો. એ એક વર્ષમાં નાર-સિંહની રાજધાનીએ તદ્દન ઉલટું સ્વરૂપ ધારણ કર્યું હતું. નીમકહરામ

અમરાએ રાજ્યના નોકરોને લાંચ લાલચ આપી પોતાના પક્ષમાં ભેળવી રાજ્યનું સઘળું તંત્ર પોતાના હાથમાં લીધું હતું. તેના બન્ને મળતીઆઓ અરિસિંહ અને જાલિમસિંહ પણ રાજ્યમાં કર્તા કારવતા થઇ પડયા હતા. જુના વફાદાર નોકરોને કમી કરવામાં આવ્યા હતા રાણીને પણ હવે અમરાની ઇચ્છાને અનુસરી ચાલવું પડ્યું હતું તેની બેદરકારી માટે તે હવે ઘણી પસ્તાતી હતી. પરંતુ રાંડયા પછીનું ડહાપણુ જેવી રીતે નકામું થઇ પડે છે તેવીજ રીતે તેનો પસ્તાવો નકામો થઇ પડયો હતો. ખજાનચી, કારભારી વગેરેથી માંડી સિપાઇ સુધીના સઘળા નોકરો અમરાની આધીનતામાં હતા. ખરી રીતે જોવા જઇએ તો અમરોજ રાજા થઇ પડયો હતો.

પ્રથમનો બગભગત અમરો હવે સંપુર્ણ સ્વચ્છંદી બન્યો હતો. વિલાસ અને રંગ રાગમાં તે મશગુલ રહેતો હતો, અફીણનો નશો છોડી હવે તે મદિરાપાન કરવા લાગ્યો હતો. આમ હોવા છતાં પોતાની સત્તા ટકાવી રાખવા તે સદૈવ સાવધ રહેતો હતો.

લોભથી લક્ષણુ જાય છે, અને લોભ એ પાપનું મૂળ છે. એવું વિદ્વાન જનોનું જે કથન છે તે સર્વથા સત્ય છે. અમરાના લોભનો પણુ અંત નહોતો રાજકુમાર ઢોલો ઉમ્મર લાયક થશે એટલે પોતાની સઘળી સત્તા ચાલી જશે અને કદાચ પોતાના અવિચારી વર્તનનો બદલો સહન કરવો પડશે એવી પ્રબળ શંકાને લીધે તેણે ચાલાકીથી રાજકુમારનું પણુ કાસળ કાઢી નાખવાનો સંકલ્પ કર્યો. કામ કેવી રીતે પાર પાડવું એ સંબંધીની યોજના સુદ્ધા નક્કી કરવામાં આવી. પરંતુ 'રામ રાખે તેને કોઇ ન ચાખે' એ નિયમ પ્રમાણે એક વફાદાર માણુસ માર્ફત એ હકીકત રાણીના જાણુવામાં આવી, તથા પોતાના કુમારના બચાવ માટે તે કોઇ જાણે નહિ એવી રીતે પોતાની સાજ

ધાની છોડી અન્યત્ર ચાલી ગઇ. પોતાનું રાજ્ય છોડતી વખતે એને જે દુઃખ થયું તેનું વર્ણન થઇ શકે તેમ નથી. એક વખત જેની સેવામાં સેંકડો દાસદાસીઓ હાજર હતાં, જેને પાણી માગતાં દૂધ મળતું હતું, જેની કૃપા મેળવવા અનુચર વર્ગ આતુર રહેતો હતો તે રાણી ભાગ્યદેવીની ભયંકરતાનો ભોગ થઇ પડી, નિરાધાર સ્થિતિમાં એકના એક પુત્રને લઇ રાજધાની છોડી ગઇ ત્યારે તેને કેટલું બધું દુઃખ થયું હશે એ કેવળ કલ્પનાથીજ વાંચકોએ વિચારી લેવું. દુર્જનની સોબતનું પરિણામ આવુંજ આવે છે. સર્પને દૂધ પાવામાં આવે તો પણ તે પોતાની ઝેરી ટેવ છોડતો નથી. કોલસાને લાખમણ સાબુથી ધોવામાં આવે છતાં તે પોતાની કાળાસ છોડતો નથી. અમરો દુર્જન હતો એવા દુર્જનને આશ્રય આપવાથી અને તેની શીખવણી પ્રમાણે વર્તવાથી રાણા નારસિંહે અકાળે જીવ ગુમાવ્યો તથા તેની રાણીને પણ રાજ્ય છોડી નાશી જવું પડ્યું.

જે વખતની આ વાર્તા લખવામાં આવે છે તે વખતનાં દેશી રાજ્યોની સ્થિતિ હાલનાં રાજ્યો જેવી નહોતી. એ પ્રાચીન કાળમાં તો “ મારે તેની તલ્વાર ” તથા ‘ બળીઆના બે ભાગ જગતમાં ’ એ વચનો રાજ્યતંત્રમાં પણ આબાદ લાગુ પડતાં હતાં. એ વખતે ન્યાય કરતાં સત્તાનું જોર વધારે હતું. ન્યાયને દુર્બળનું સામાન્ય હથિયાર માનવામાં આવતું હતું. કાવાદાવા ખેલી જાણનાર, સાચી ખોટી યુક્તિઓથી બીજાઓને હંફાવનાર માણસ એ વખતે ઉત્સાહી લેખાતો હતો. પરિસ્થિતિ આવી હોવાથી રાણા નારસિંહની રાણીને દાદ મળે એવો સંભવ ઘણો ઓછો હતો.

જે વખતે રાણી વિમળાદેવીએ રાજધાનીનો ત્યાગ કર્યો એ વખતે મધ્ય રાત્રિ થઇ હતી. કૃષ્ણપક્ષની રાત્રિનો અંધકાર સર્વત્ર ફેલાઇ

ગયો હતો. વિમળદેવીએ ઘણો નિષેધ કરેલો હોવા છતાં ચપળા નામની તેની વફાદાર દાસીએ તેની સોબત છોડી નહોતી. ગમે એવા સંજોગોમાં વિમળદેવીનો ત્યાગ નહિ કરવાનો ચપળાએ પોતાના મન સાથે સંકલ્પ કર્યો હતો.

પોતાના ગુપચુપ નાશી છુટયાના સમાચાર જાણવામાં આવતાં દુષ્ટ અમરે, પુંઠ પાછળ મારાઓ મોકલશે, એવો ભય હોવાથી વિમળ દેવીએ કોઇપણ ચોથા માણસને સાથે લેવાનું વ્યાજબી ધાર્યું નહોતું. વળી માર્ગમાં તેમને કોઇ ઓળખી ન જાય એટલા માટે તેમણે વેશ બદલી નાખી ગરીબ ખેડુત સ્ત્રીઓના જેવાં કપડાં પહેર્યાં હતાં. ઢોલાને પણ ખેડુતના છોકરા જેવો વેશ ધારણ કરાવવામાં આવ્યો હતો.

મધ્યરાત્રી થયલી હોવા છતાં ઢોળાંની ઉંઘ ઉડી ગયેલી હોવાથી તેની આંખમીંચાતી નહોતી. જે કાંઇ બન્યું હતું તેનું ખરૂં સ્વરૂપ સમજવા જેટલી તેની ઉમ્મર નહોતી અને બુદ્ધિ પણ નહોતી, છતાં કોઇ ગંભીર દુઃખદાયક બનાવ બનેલો હોવો જોઇએ એમ તે ધારતો હતો. ખેડુતના જેવું ફાળીઉં, ફાટીતૂટી બંડી વગેરે તેને પહેરાવવામાં આવ્યાં તે વખતે રાજ સિંહાસન છોડી વનવાસ જતા રામનું સ્મરણ તેને થઇ આવ્યું. રામના સ્મરણ સાથે જ્યારે સીતાની પ્રતિમા કલ્પના ચક્ષુ સમક્ષ ખડી થઇ ત્યારે એ વર્ષ પુર્વે બ્રહ્મપુરીમાં જોયેલું એક મધુર મુખડું ઢોલાને યાદ આવ્યું. એક વર્ષ વીતી જવા છતાં સરાકતાની પ્રતિમા મારૂઇને તે ભૂલી ગયો નહોતો. એ એક વર્ષમાં ઘણી વખતે તેણે સ્વપ્નામાં મારૂઇને જોઇ હતી, તેની સાથે રમત કરી હતી, તેનાથી રીસાયો હતો તેમજ મનાયો હતો છતાં એ સ્મરણોમાં કલ્પનિક દર્શન તથા મિલનમાં વાસનાનો અંશ સુદ્ધાં નહોતો.

પોતાની માફક માતા તથા દાસીને જ્યારે ફાટેલાં તૂટેલાં કપડાં પહેરેલાં જોયાં ત્યારે ઢોલાનું હૃદય ભરાઇ આવ્યું. તેના મનમાં ઘણી મુઝવણુ થવા લાગી. સેંકડો પ્રશ્નો પૂછવાનું કુતૂહલ થવા લાગ્યું, છતાં તેની જીભ ઉપડી શકી નહિ. આજ્ઞાધારક વત્સ કિંવા સેવકની માફક તેણે માતા અને દાસી સાથે રાજમહેલનો ત્યાગ કર્યો. બાળકનું હૃદય થરથર કંપવા લાગ્યું. થોડે દૂર ગયા પછી ઢોલાએ પોતાની માતાની આંખો આંસુથી ભરાયલી જોઇ. માતૃવત્સલ પુત્રની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું. હવે ઢોલાથી ચુપ રહી શકાયું નહિ. ગળગળા અવાજે તેણે પૂછ્યું, “ બા ! તું રડે છે શા માટે આપણે ક્યાં જઇએ છીએ ? ત્હેં આવાં ફાટેલાં લુગડાં કેમ પહેર્યાં છે ? ”

“ ભાઇ ! ત્હારે માથે કાળચક્ર ભમે છે. ત્હારા રક્ષણ માટે આજે મ્હારે વનવાસી થવું પડે છે. હમણાં વધુ પૂછપરછ નહિ કરતાં મ્હારી સાથે ગુપચુપ ચાલ. જો આપણા પલાયનના સમાચાર દુષ્ટ અમરાના જાણવામાં આવશે તો આવતી કાલે આવી પડનારી આફત હમણાં આવી પડશે. ” વિમળદેવીએ ટુંકામાં ખુલાસો કર્યો.

હવે વીર બાળક ઢોલો સમજી શકયો કે, તેમના ઉપર આવી પડેલી આફતનું મૂળ કારણ અમરો હતો. તેનાથી હવે ધીરજ રાખી શકાઇ નહિ. ક્ષત્રિય કુમારનો હાથ સ્વાભાવિક રીતે તલ્વાર મ્યાનની બ્હાર ખેંચી કાઢવા કમર તરફ ધસ્યો; પરંતુ સુરવાળ તથા તલ્વાર કાઢી નાખેલી હોવાથી તેનો હાથ કમર પરથી પાછો વળ્યો. ઢોલાએ કહ્યું, “ બા ! તું ગભરાય છે શા માટે ? હું ક્ષત્રિય કુમાર છું. એક વખત તું મ્હને રજા આપ. ત્હારી રજા મળતાં ઘડીના છઠ્ઠા ભાગમાં હું એ નમકહરામ અમરાને જહન્નમમાં મોકલી દઇશ. કહે જોઇએ કે, મ્હારી તલ્વાર ક્યાં છે ? ”

" બેટા ! તલ્વાર વાપરવાનો હમણાં વખત નથી. ભવિષ્યમાં ઇશ્વરકૃપાથી જો વખત આવે તો તું ત્હારી તલ્વારનું પાણી બદમાશોને બતાવી આપજે. હાલ તરત તો અજ્ઞાતવાસમાં રહેવામાંજ આપણું શ્રેય છે. આમ કહી વિમળદેવીએ મમતાથી ઢોલાના મસ્તક તથા પીઠ ઉપર પોતાનો હાથ પસવાર્યો.

વિમળદેવી અને ચપળા આગળ ચાલવા લાગ્યાં અને ઢોલો તેમની પાછળ જવા લાગ્યો, બદમાશો પુંઠ ન પકડે એટલા માટે તેમણે સીદ્ધો રસ્તો છોડી વનજંગલને માર્ગે જવા માંડયું હતું. અંધકારની વિશેષતા હોવાથી અજાણ્યા રસ્તે આગળ વધવામાં ઘણી મુશિબતો નડતી હતી. વારંમવાર શરીરને કાંટેરી ઝાડોના ઉઝરડા ભરાતા જાત હતા. ઠોકરો વાગતી હતી તથા જંગલી પ્રાણીઓની હાક સાંભળતાં છાતી ધ્રુજી ઉઠતી હતી.

ચાર કલાક સુધી અથડાતાં કુટાતાં તેઓ જંગલમાં આગર વધ્યાં. પાછલી રાતના ચંદ્રનો પ્રકાશ પૃથ્વીપર ફેલાયો હતો. ઠંડો વાયુ ફુંકાતો હતો. થોડે છેટે એક મ્હોટું તળાવ આવેલું હતું. એ તળાવની પાળ પર ગયા પછી ચપળાએ વિમળદેવીએ કહ્યું, " બાઇ આપણે હવે બે ચાર કલાક અહીંજ રોકાઇએ તો સારૂં. વળી ન્હાના ભાઇ પણ ઘણા થાકી ગએલા જણાય છે. સૂર્યોદય થયા પછી ક્યાં જવું તેનો નિશ્ચય કરીશું.

વિમળદેવીએ કહ્યું " ચપળા ! આજની હાલતમાં વિચાર આવતાં મારૂં હૃદય ભરાઇ આવે છે. "

ચપળાએ કહ્યું, " બા, ધીરજ ધારો. દશાના ઢંગ અને ઋતુના રંગ સદા એક સરખા નથી રહેતા. ઇશ્વર પુનઃ આપણને સુખના દિવસ દેખાડશે.

વિમળદેવીએ કહ્યુ " મ્હને દુખ પડે તેની ચિંતા નથી; પરંતુ લાડકોડમાં તથા સુખસ્વર્ગમા ઉછરેલો મ્હારો કુમાર કેવી રીતે દુખ વેઠી શકશે ? જેની આંખ દુખતાં હું આકુળ વ્યાકુલ બની જતી તેને તું વન જંગલમાં ભિખારીની જેવી હાલતમાં રખડતો રઝળતો કેવી રીતે જોઇ શકીશ! જેને વીવીધ પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ જમાડવા છતા મહારા આત્મા અતૃપ્ત રહેતો હતો તેને જુવાર બાજરીનો રોટલો તુ કેવી રીતે ખવડાવી શકીશ ? જેને હું મખમલથી પણ સુકોમળ બીછાનામાં સુવાડતી હતી તેને જમીનપર સુતેલો કેવી રીતે જોઈ શકીશ ? "

આટલું બોલતામાં વિમળાદેવીથી રડી દેવાયું ઢોલાએ નજીક જઇ માતાના આંસુ લુછતાં કહ્યું " બા મ્હારી ફીકર તું કરીશ નહી વીચાર કરી જો કે, શ્રીરામચંદ્રજીને વનવાસમાં કેટલું બધું કષ્ટ વેઠવું પડયું હતું ? દુખ ભોગવવાથી શરીર કસાય છે સુખમાં તથા મોજશોખમાં જીવન ગુજારનાર માણસોજ આળસુ બની જાય છે ચાલો, હવે આપણે બે કલાક આરામ લઇએ.

ત્રણે જણાં એ તળાવની પાળ ઉપર આવેલા એક વડનાં ઝાડ નીચે સુતાં અને થાકી ગયેલાં હોવાથી થોડા વખતમાંજ ઉંઘી ગયા

## પ્રકરણ ૬ ઠું

## પ્રેમની પુતળી.

આઠ દીવસ સુધી સતત પ્રવાસ કરી વિમળ કુંવર ચાપલા અને ઢોલો કમલમીર નામના રાજ્યમાં જઇ પહોચ્યાં કમલમીર રાજ

ધાનીનું નગર હોઇ નગરને ફરતો મજબુત કોટ હતો. કમલમેરના ક્ષત્રિય રાજાનું નામ કરણસીંહ હોઇ તે પ્રજાપાળક રાજવી હતો એ નગરમાં ચપળા દાશીની માસી રહેતી હોઇ વીમળદેવીએ પોતાના પુત્ર સહીત દાસીની માસીને ત્યાં આશ્રય લીધો રાણી પાસે થોડું જરજવાહિર હોવાથી તે કોઇનો ભાર રૂપ થઇ પડે તેમ નહોતી પોતાના ખરા રૂપને કોઇ ઓળખી ન જાય એટલા માટેજ તેણે આવી રીતે એક-ગરીબ સ્ત્રીને ત્યા રહેવાનું પસંદ કર્યું હતું ચપળાની એ માસીનું નામ મેના હોઇ તે માળણ હોવાથી રજવાડામાં હમેશાં દેવ સેવાના પુષ્પો પહોંચાડી આવતી હતી તેના તેના ગુજરાન જેટલી રકમ રજવાડામાંથીજ મળતી હતી હમણા મેનાની ઉંમર પીસ્તાળીસ વર્ષની હતી તો જાતે માલણ હોવા છતાં તેનામાં વિશેષ રસિકતા કે નિર્લજતા નહોતી છતાં માલણ જાતનો સ્વભાવ સિદ્ધગુણ—વાચાળતા તેનામાં હતો. તેને પરિવારમાં આઠ વર્ષની એક :કન્યા ચંપા હતી ચંપાનું રૂપ ઘણું મનોહર હતું ચંપા ચાર વર્ષની હતી એ વખતે તેનો પીતા સ્વર્ગવાસી થયો હતો, રાજકુટુંબની માલણ હોવાથી મેના પાસે બે પઈસાનો જીવ પણહતો તથા મોટા માણસોના સહવાસને લીધે તેનો સ્વભાવ ઉદાર થયેલો હતો.

ઘણાં વર્ષે ભાંણેજીને જોઇ મેનાને અપાર હર્ષ થયો ટૂંકમાં ચંપાએ મેનાને વિમળદેવી તથા કુમાર ઢોલાની ખરી હકીકત કહી સંભળાવી તથા તેઓ આફતમાં ન ફસાય એટલા માટે એ હકીકત ગુપ્ત રાખવાની સુચના પણ તેણે આપી દીધી કોઇ પુછપરછ કરે તો વિમળદેવી પોતાની પિત્રાઇ બહેન છે એમ જણાવવું એ સુદ્ધાં ચપળાએ મેનાને સમજાવી દીધું.

ઢોલો હજી ગમે તેમ પણ એક બાળક હતો. પોતાની આગલી સ્થિતિ તે થોડા દિવસમાંજ ભુલી ગયો તથા ચંપાને સહચર બન્યો તે ચંપા સાથે રમવા લાગ્યો, થોડા કાળમાંજ બન્ને જણા વચ્ચે ઘણી દઢ મૈત્રી થઇ ગઇ બાલપણનો વખત અમુલો હોય છે બાળકનું હૃદય નિષ્પાપ પવીત્ર પુષ્પ જેવું સુકોમળ હોય છે સંસારના શોક સંતાપની અસર બાળકના હ્રદયને વિરીર્ણ કરી શકતી નથી. દુખ અગર સુખ માંટે બાળક હ્રદય બેદરકાર હોય છે નિજાનંદમાં મસ્ત રહેવામાંજ તે હમેશાં મજાહ માને છે કપટ અને પ્રપંચના ખેલ ખેલાય છે ત્યાંજ દુખશોક આવી પડવાની ચીંતા રહે છે પરંતુ બાળક હૃદય છળ પ્રપંચોથી અજ્ઞાત હોય છે બાળક એ દેવતાનું સ્વરૂપ છે.

વખત વીતી જવા લાગ્યો જોતજોતામાં બીજા પાંચ વર્ષ પસાર થઇ ગયાં એ અરસામાં ઢોલા અને ચંપાની મૈત્રી જીવસ્ય કંઠશ્રી જેવી થઇ ગઇ પરંતુ ચંપાના ભાગ્યમાં વિધાતાએ વીશેષ સુખ લખ્યું નહોતું બે દીવસની બીમારી ભોગવી પોતાની એકની એક જીવન ભિકારણી પુત્રીને ચપળાના હાથમાં સોંપી ચંપાની માતા સ્વર્ગે સિ[illegible] ગ[illegible] થોડા વખત માટે ચંપા રમવાનુ કુદવાનું ભુલી ગઇ માતા [illegible] વિશ્વ સંસારમાં તેને સુન્યતા દેખાવા લાગી છતાં મ્હોટાં માણ[illegible] પણ જ્યાર મરણ પામનાદ તરફ વફાદાર રહેતા નથી ત્યારે પછી ચંપા તો એક અણસમજુ બાલીકા હતી ઘરમાંના માણસો સ[illegible] તેને એવુ સમજાવતાં કે તેની માતા જરૂરી કામ હોવાથી તેને ઘેર મુકી બહાર ગામ ગઇ છે કામ પતી જતાં તે પુન ઘેર આવી ચંપાને હૃદય સરખી ચાંપશે અને ચંપાએ એ વાત

સાચી માની માતાના પાછા ફરવાની આશામાં દિવસો વીતાડવા માંડયા તથા ઘણા દીવસ વીતી ગયા પછી તે એ વાતને ભુલી ગઇ ચપળા ચંપાને જરાપણ ઓછું આવવા દેતી નહી તે પેટની દીકરી બરાબર પાળતી હતી ચંપા પણ તેને જોઈ અડધી થઇ જતી હતી.

મેનાએ પોતાના અવસાન પુર્વેજ ચપળાને રાજયના અંતપુરની પોતાની નોકરી અપાવી હતી ઢોલો પણ કોઇ કોઇ વખતે ચંપાની સાથે અંતપુરમાં જતો અને ચપળા કામ પતાવી પાછી ફરતી એટલે એ બન્ને બાળકો પણ પાછાં ફરતાં હતાં.

કમલેમેરના રાજાને સંતાનમાં એકની એક દીકરી હોઇ તેનું નામ પ્રભાવતી હતું હમણાં પ્રભાવતીની ઉમર તેર વર્ષની હતી. છતાં રાજકુટુંબમાં ઉછરેલી હોવાથી તેની ઉમર પંદરેક વર્ષની હોય એમ લાગતું હતું ઢોલો સોળ સતર વર્ષનો ઉમરનો થયો હતો પ્રભાવતી તેર વર્ષની હોવા છતા તેનુ અંગેઅંગ નવયોવનના આગ મમથી પરીપુષ્ટ થવા લાગયું હતું તેના વૃક્ષસ્થળનારના સ્તનધ્વય ફાગણ માસના આમ્રફળ જેવા લાગતા હતા નિતંબ સુધી પહોચેલો તેનો કાળા કેસકલાપ કામીજનોરૂપી માછલાને ગિરફતાર કરના કામદેવે બિછાવેલી જાળ હોય એવો દેખાતો હતો તેની બન્ને ભમરો કામદેવે દિગવીજન કરવા છોડેલા તીર જેવી કાતીલ દેખાતી હતી બન્ને રા[illegible] આંખોમાં લજ્જા તથા ચંચળતાનો સમાવેશ થયેલો હતો તેની દેહ-લતા નાજુક, પાતળી અને સહજ ઉંચી હતી નિતંબ ભરાવદાર થવા લાગ્યા હતાં ચાલતી વખતે વારંવાર બન્ને પણ અથડાઇ જતા હતા તથા વારંવાર સરકી જતાં વસ્ત્રો ઠીક કરતાં લજ્જા છુપાવવા રાજ કુમારી સાવધ રહેતી હતી કેવળ બે મહીનાથી તેને રૂતુ દેખાવા

લાગી હતી એટલે કે પ્રભાવતી કન્યાની અવસ્થા વીતાડી મુગધાવસ્થાપર મુકાઇ હતી ખીલતા ગુલાબી રંગ જેવી તેની દેહલતા જોનારના અંતરપર જાદુઇ અસર થતી હતી.

ચંપા વારંવાર રાજાના અંતઃપુરમાં જતી આવતી હોવાથી તે રાજકુમારી પ્રભાવતીની માનીતી સહિયર થઇ પડી હતી બન્ને જણીઓ કોઈ પણ વાત એક બીજાથી છુપાવતી નહિ ઢોલાની સાથે પણ પ્રભાવતીની પિછાન થઇ હતી છતાં ઢોલાની ખરી હકીકતનો સ્ફોટ ચપળાએ કોઇની પાસે કર્યો નહતો, ઢોલો ઉમ્મર લાયક થયેલો હોવાથી તેને રાજાના અંતઃપુરમાં લઇ જવાથી વિપરીત પરીણામ. આવશે એવા વિચારથી ચાલાક ચપળા હવે તેને સાથે લઇ જતી નહી

સરખી વય તથા પ્રાકૃતિનાં નવાં સોબતી મળતાં બાળક સ્વભાવ જુનાં સોબતીઓને ભુલી જાય છે, જે મારૂનું ઢોલો પહેલાં હરનિશ સ્મરણ કરતો હતો તે મારૂની મનોહર મુર્તિ કાળના પસાર થવા સાથે ઢોલાના અંતરપટ પરથી અદશ્ય થવા લાગી હતી. હવે ઘણા લાંબા વખતે કવચિતજ ઢોલાને મારૂ યાદ આવતી હતી. પોતાની સાથે મારૂનો વાત સંબંધ થયો હતો એ વાત તે જાણતો નહોતો તથા ઢોલાની માતાએ પણ સ્થિતી પલટાવાથી એ વાત ગુપ્તજ રાખી હતી.

સહાંજનો સમય હતો કમલગેરના રાજમહાલય પાછળ આવેલા બગીચામાં રાજકુમારી પ્રભાવતી તેની માનીતી સેહિયર ચંપા સાથે ફર્યા કરતી હતી. ચંપાના અંગ ઉપર રાજકુમારીના જેવો વસ્ત્રાલંકારોનો ઠાઠ માઠ નહી હોવા છતાં તેનું સૌંદર્ય પ્રેક્ષણીય હતું આજેજ પ્રભાવતી એ ઋતુ સ્નાન કરેલું હોવાથી તેના નવા નવયોવનરૂપી સમુ-

દ્રમાં ભરતીના પ્રચંડ તરંગો ઉછાળા મારતા હતા ઘણા કવિઓ અને નવલકથાકારો રમણીની જુદી જુદી સ્થિતિ તથા પ્રસંગોને અનુસરી તેના રૂપનું વર્ણન કરે છે પરંતુ રૂતુસ્નાનથી નીવૃત્ત થયેલી મુગ્ધાના રૂપનું વર્ણન કોઇએ કર્યું હોય એમ અમને લાગતું નથી. રૂતુ દર્શન એ સ્ત્રીના જનન અવયવોના વિકાસનું પ્રાથમિક લક્ષણ છે. રતિશાસ્ત્રવેતાઓના અભિપ્રાય મુંજબ સ્ત્રી રૂતુના આરંભથી સોળ દિવસ સુધીમાંજ પુરૂષ સમાગમથી ગર્ભધારણ કરી શકે છે. અર્થાત એ સોળ દિવસ સુધી સ્ત્રી જાતિની કામવાસના સતેજ રહે છે રૂતુંસ્નાન કરનારી મુગ્ધા કાંઇ અનેરા ભાવ અનુભવે છે. તેના તનમાં તનમાટ વ્યાપી રહે છે અને ચિત બેચેન વ્યાકુળ થાય છે.

ફરતી ફરતી બન્ને સખીઓ એક આસન ઉપર જઇ બેઠી પછી તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ.

" ચંપા ! તું કહે કે ન કહે પણ મ્હને તો પેલા ત્હારે ઘેર રહેતા નવયુવક કોઈ રાજકુમાર હોય એમજ લાગે છે. રાજતેજ ભાગ્યેજ છુંપુ રહી શકે છે. " પ્રભાવતીએ કહ્યું.

એમના સંબંધી તમારાથી હું કાંઇ વિશેષ જાણતી નથી મ્હેં બે ત્રણ વખત તેમને તેમના કુળ કુટુંબની વાત પુછી હતી પરંતુ મ્હને સમાધાન કારક ઉતર આપવાનેજ બદલે ઉલટા શોકાતુંર બની તેમણે મારી વાત ઉડાવી દીધી હતી " ચંપાએ ઉત્તર આપ્યો.

" એ તેજસ્વી યુવક તારી જાતના નથી એમ હું ખાત્રીથી કહી શકું છું. મ્હેં પહેલ વહેલા જયારે એમને જોયા ત્યારથી મારૂં દિલ બ્હાવરૂં બન્યું છે એમની આંખોમાં વીરતાનું તેજ હું જોઇ શકી છું મ્હને તો લાગે છે કે એ કોઈ વેશધારી છે. " પ્રભાવતીએ ધીમે ધીમે અંતરની વાત કહેવા માંડી.

" જો, જો રાજકુમારી, મનને કાબુમાં રાખજો. એવા અંજાણ્યા કુળના યુવક ઉપર પ્રેમ કરવાથી પરિણામે કદાચ પસ્તાશો." ચંપાને સરળ સલાહ આપી.

" ચંપા, પ્રેમદેવતાનું રહસ્ય સમજવા જેટલી હજી ત્હારી ઉમ્મર નથી થઈ. તું કયાં સમજે છે કે.

ઘાયલના દિલના જખ્મો ઘાયલ રફુ કરે છે;
તે પ્રેમીને પિછાને જે પ્રેમી અવતરે છે.
નહિ પ્રેમને અવસ્થા રૂપ ગુણ કાંઇ જોવા.
પ્રેમી દિલો તો પ્રેમીને જોઇને ઠરે છે.
આંબાના વનની કોયલ, બાવળના વનમાં બોલે;
દિલ લાગ્યું જયાં પછી ત્યાં રસનાં અમી ઝરે છે.
સાગરનું મચ્છ મીઠા જળમાં જુઓ તપાસો;
સાગરનું પ્રેમી તે તો સાગર વિના મરે છે.

બરાબર આ સમયે રાજકુમારીને શોધતી બીજી પણ બેચાર સખીઓ આવી પહોંચી તથા ચંપા અને સખીઓનો આગ્રહ થવાથી રાજકુમારી પ્રભાવતીએ ગરબો ગાવા માંડયો, એ સંગીતના સુર તરંગો વાયુમાં વિહરવા લાગ્યા. સખીઓ ગરબો ઝીલવા લાગી.

" જોબનનું જો જોર જણાય સખીરી.
કંથ કોડીલા વિણ કાળજું કોરાય સખીરી
માનથી માનિતી મુઝાય સખીરી
વિકસેલી કળી કરમાય સખીરી—જોબન૦
મુગ્ધા જઇને ક્યાં કહે દર્દી દિલની વાત;
મન બાળી મંગી ઝરે ઔષધ વિના દિનરાત

પિયુ વિના વાતો ચિતો, છાની છુપી થાયે નહિ;
શુળી સમી સેજ રાત થાય છે રે લોલ,
ખાતા પીતાં સુતાં મન માને નહિ બાઇ કાંઇ.
યુવાનીમાં યુવતી શરમાય છે રે લોલ.
બોયા વિણુ બી ક્ષેત્રમાં વર્ષાના દિન જાય;
સમય સાનુકુળ તજે પુરણુ તે પસ્તાય.
ચંદ્ર વિના રેમ જેમ તિમિરમાં ડુબતી,
સ્વામી વિણુ સુંદરી સુકાય છે રે લોલ.
વૃક્ષને આ લિંગના મંજુલ આ વેલડી,
આતુર આ ઘેલી અકળાય છે રે લોલ."

રાજકુમારી પ્રભાવતીનો સુર મધુર હતો. તેનું સંગીત સાંભળી બગીચાનાં પંખીઓ સુદ્ધાં જાણે કે સ્તબ્ધ થઇ ગયાં. ગરબો ગવાઇ રહ્યો એટલે વસંતી નામની એક વાચાળ સખીએ રાજકુમારી તરફ કટાક્ષ ફેંકી હાવભાવ સહિત લલકાર્યું કે,

"યોવનબાગ પરાગ મધુરો, અલિકાલિ કધિપર ગુંજન કરતો;
મોહમહીં તે મુગ્ધ થઇને, મુગ્ધા પાછળ નિશદિન ફરતો."

વસંતીનું અનુકરણ કરતાં મનોરમા નામની સખી બોલી ઉઠી,

"સખી ગભરાયે, મન મુઝાયે વિરહી શીદને રીબાયે!
રતિપતિની આ સ્વારી આવી કામદેવનું જોર જણાયે.

વળી પાછી વસંતી બોલી ઉઠી.

"કામદેવ કામણુ કરનારો, પરવશ રંક હૃદય હરનારો.
વિવિધ રંગ અંગે ભરનારો, અજબ ઢોંગી છે એ ધુતારો."

ત્રીજી વારૂણી નામની સખીએ ઉમેર્યું કે,

" રમણુ રસીલો છેલ છબીલો જીવન ઘેલો એ વ્હાલો,
રતિપતી વિણુ અવતાર નારનો જગમાં જાણે છે ઠાલો "
પોતે રહી કાંઈ હોય એવી વિરકિત દર્શાવતાં રાજકુમારીએ કહ્યું
" નફટ નમેરી થઇને સખીઓ શીદને મ્હને સતાવો ?
વસી રહ્યું જે તમ અંતરમાં, વચન થકી દર્શાવો.-"
મનોરમા બોલી ઉઠી
" આંખ લગી થઇ છે રાતીને ચાલ થઇ આ મદમાતી
અંગે અંગ ખિલ્યાં યોવનનાં જુબાની એળે છે જાતી. "
વારૂણીએ ઉમેર્યું,
" લાજ થકી લલના શરમાતી ગભરાતી વળી પાછું જોતી
ભાન સાન ભુલી ગઇ મૂગ્ધા ગુમાવ્યુ જાણે મન મોતી
વસંતીએ કહ્યું,
" શરમાતી મુગ્ધા મનમાંહી ભાવ અનેરા ધરતી.
પ્રણયપંગને માર્ગે પ્રમદા આજકાલ સંચરતી " ×
× રા. વ્રજલાલ જાદવજી ઠક્કર કવિ વિરીચીત.

વધુ વિરકિત ઉપજી હોય એવા ભાવથી પ્રભાવતી બોલી ઉઠી " સખીઓ, મને આમ ન સતાવો તથા તમારા આ નાટકી સંભાષણુનો અંત લાવો. "

વસંતીએ કહ્યું ખરી વાત છે કોઇ આ મધુવનની મેનાને મનહર પોપટજી બતાવો,

વારૂણીએ કહ્યું " અને આ વિરહિણી વલ્લભાની પ્રણયવેદના સમાવો. "

પ્રભાવતીએ કરડી આંખ કરી કહ્યું " જાઓ જાઓ મારા ઉપર કૃપા કરી અહીંથી સત્વર વિદાય થાઓ.

ઘવાયેલા જીગરપર આ નવા ઘા શા લગાવો છો !
સખીરી થઇ તમે શાને હૃદયને આ સતાવો છો !
તપેલું તાપથી તનડું તમે તેને તપાવો છો !
વિરહની વેદના ભુંડી તમે શાને જગાવો છો ! × "

ભટક બોલી વાસંતીએ કહ્યું " તમારૂં દીલ બેચેન થતું હોય તો અમે અમારે આ ચાલી અને તમે આ કુંજનવનમાં બેઠાં બેઠા યાદ કરો તમારા જીવનના વનમાળી "

આટલો વિનોદ વાર્તાલાપ થટા પછી એકલી ચંપા ત્યાં પ્રભાવતી પાસે રહી અને બીજી બધી સખીઓ વિદાય થઇ ગઇ.

પ્રભાવતી ચંપા સાથે પાછી પેલા લતાકુંજમાં જઇ આસન ઉપર બેઠી તેનું ચીત્ત ચગડોળે ચઢયું હતુ. જે દર્દને તેણે આજસુધી દિલમાં દબાવી રાખ્યું હતું તે હવે બહાર ઉભરાવા લાગ્યું ધડકતી છાતીએ અને ઉત્સુક દષ્ટિએ તેણે કહ્યું, " ચંપા બહેન ! ત્હેં મારો સંદેશો પહોંચાડયો હતો કે ? "

ચંપાએ ઉત્તર આપતાં કહ્યું " હા બહેન ! તેઓ ગુપ્ત માર્ગેથી વિના વિલંબે હવે અહીં આવવા જોઇએ. "

" તેમને અહીં કોઇ જોઇ ન જાય એટલા માટેજ સખીઓને મેં વિદાય કરી દાધી છે હું સમજી શકતી નથી કે અમારા પ્રણયનું કેવું પરિણામ આવશે ગમે તેમ થાય તો પણ હું તેમની આશાનો ત્યાગ કરી શકનાર નથી. " પ્રભાવતીએ કહ્યું,

બરાબર આ વખતે દુરથી કોઇનાં પગલાંનો અવાજ સાંભળાયો કોઇના બગીચામાં વગર રજાએ પ્રવેશ કરે એવો અવિચારી નહોતો પરંતુ રાજકુમારીએ તેને બોલાવેલો હોવાથીજ તે છુપા માર્ગેથી અંદર

આવ્યો હતો. તે નજીક આવે તે પહેલાંજ વખત વિચારી ચંપા ત્યાંથી ખસી ગઇ. પ્રભાવતી જે તરફ પગલાંનો અવાજ આવતો હતો તે તરફ ધબકતા હૃદયે અને ઉત્સુક નજરે જોઇ રહી. અસ્તવ્યસ્ત થયેલાં વસ્ત્રો તેણે સુવ્યવસ્થિત કર્યાં.

વિના વિલંબે ઢોલો નજીક આવ્યો. તેને જોઇ રાજકુમારીનું મ્હોં લજ્જાથી લાલચોળ બની ગયું. શરમને લીધે તેની જીભ જાણે કે બંધ થઇ ગઇ.

ઢોલાએ કુતૂહલભરી દૃષ્ટિથી પ્રભાવતી તરફ જોઇ પૂછ્યું, " રાજનન્દિનિ ! તમે મ્હને શા માટે છુપી રીતે અહીં બોલાવ્યો છે.

આ અણધાર્યા પ્રશ્નનો શો ઉત્તર આપવો તે પ્રભાવતીને સુઝ્યું નહિ, તેણે સંકેતથી ઢોલાને આસન ઉપર બેસતાં કહ્યું. ઢોલો આસનપર પ્રભાવતીથી થોડા અંતરે બેઠો તથા ફરીથી તેણે પૂછ્યું, આવી રીતે મ્હને અહીં બોલાવવાનું કારણ કહેશો ? "

મહા મુસિબને લજ્જાને કાબૂમાં રાખી પ્રભાવતીએ કહ્યું, " સુંદર યુવક, તમારા જેવા પુરૂષને એક મુગ્ધા છુપી રીતે શા માટે બોલાવે એ પણ સમજી શકતા નથી !"

ઢોલો વીચારમાં પડી ગયો, તેણે કહ્યું " ખુલાસો કરવાને બદલે ઉલટો મ્હારો પ્રશ્ન મ્હને જે પુછો છો એથી મ્હને નવાઈ લાગે છે.'

પ્રભાવતીએ કહ્યું " યુવક તમારૂં જીવન ભેદભરેલું હોય એમ મ્હને ભાસે છે. તમારી આકૃતી પ્રકૃતી પરથી તમે ક્ષત્રિય સંતાન હોય એમ મ્હને લાગે છે. '

ઢોલાએ કહ્યું ' જે વિષય સાથે તમારે કાંઇ સંબંધ નથી તે વીષયની પુછપરછ તમારે શા માટે કરવી જોઇએ ! '

ધીમે ધીમે પ્રભાવતીની લજ્જા ઓછી થવા લાગી તેણે કહ્યુ ' યુવક ! કોઇ ખાસ કારણથી તમે તમારો ખરો ઇતીહાસ છુપાવતા હો એમ લાગે છે છતાં તમારે યાદ રાખવું જોઇએ કે. જગતના સઘળાં માણસો કાંઇ અવિશ્વાસુ કહોતાં નથી જો મહારા ઉપર વીશ્વાસ રાખી તમે તમારી ખરી ઓળખાણ મ્હને આપસો તો એ હકીકત હું પ્રતિજ્ઞા પુર્વક ગુપ્ત રાખીશ.

પ્રભાવતીના વચન ઉપર વીશ્વાસ રાખી ઢોલાએ પોતાની ખરી ઓળખાણ તેને આપી. કયાં કારણોથી પોતાને રાજ્ય છોડવું પડયું હતું એ સુદ્ધાં તેણે પ્રભાવતીને કહ્યું એ સઘળી હકીકત જાણવામાં આવતાં પ્રભાવતીનાં હર્ષનો પાર રહ્યો નહી તે બોલી ઉઠી મહારી ધારણા ખરી પડી છે કુમાર જે દીવસે તમારૂં પ્રથમ દર્શન થયું તે તે દીવસથી તમે રાજબીજ છો એમ મને લાગયું હતું એ પ્રથમ દર્શનેજ મહારા મનમાં તમારા માટે પ્રેમ ઉપજ્યો હતો હરનીશ તમારી મનમોહન મુર્તીની હૃદયમંદીરમાં સ્થાપના કરી હું તેની આ રાધના ર્યા કરતી હતી હૃદયેશ્વર ! કૃપા કરી આ કીંકરીને તમારા ચરણોમાં સ્થાન આપો અને મહારા તનમનનુ સકળ કષ્ટ કાપોં

ઢોલો પ્રભાવતીનાં આ વચન સાંભળી ક્ષણકાળ માટે દિંગમુઢ બની ગયો તેણે કહ્યું રાજનન્દિની હું રાજ્ય ત્યાગી ફકીરી હાલત ભોગવુ છું મહારા જેવા અનેક સામાન્ય માણસને ચાહી તમે સુખી થઇ શકો એવી આશા નથી તમારા મનમાંથી વાસના દુર કરી મ્હને વિદાય આપો.

રાજકુમાર તમારા તરફનો પ્રેમ મ્હારી રગેરગમાં વ્યાપી ચુકયો છે મ્હેં મારા મનથીજ તમનેજ વરવાની પ્રતીજ્ઞા કરી છે' પ્રભાવતીએ પોતાનો સંકલ્પ દર્શાયો.

" તમે સ્વતંત્ર નથી મ્હારા જેવા એક નિરાશ્રય યુંવક સાથે સ્નેહ સાંધવાની રજા તમને તમારા પિતા તરફથી નહિ મળી શકે વિચાર કરી જુઓ, હજી બાજી હાથમાં છે. જાણી જોઇ તમારી જીંદગીને સંકટ સમુદ્રમાં શા માટે પધરાવો છો ઢોલાએ કહ્યું.

" કુમાર ! પિતામાતા આ દેહનાં માલિક છે; મનનાં નથી મ્હારા મનથી તમેજ મ્હારા નાથ છો જો પીતા મ્હારા પ્રેમ માર્ગમા આડે આવશે તો તેમની આ એકની એક કન્યાને મરેલી જોશે."

ગમે તેમ પણ ઢોલો એક નવયુંવક હતો તેના જેવા રૂપવાન નવ યુંવક પાસે રાજકુમારી પ્રભાવતી જેવી મનોહારિણી મુગ્ધા પ્રેમયાચના કરતી હતી એકાંત સ્થળ હતું. આ પ્રસંગે એક યુંવક કયાં સુધી વાસનાને દબાવી શકે? જે રૂપ સૌંદર્ય ભલભલા યોગી તપસ્વીઓના યોગતથા તપશ્ચર્યા ચુકાવે છે અને માયામાં લીન બનાવે છે તે રૂપસૌંદર્યનીઢોલા જેવા રસિક નવયુંવક ઉપર અસર થાય એમા નવાઇ જેવું શું હોઇ શકે ? એક વખત આસપાસ દષ્ટિ ફેરવી તે પ્રભાવતીની નજીક ગયો તથાં ઉત્તેજીત બની જઇ પ્રભાવતીનો હાથ પોતાના હાથમા દબાવ્યો એ સ્પર્શથી બન્ને જણાએ રોમાંચ અનુંભવ્યો પ્રભાવતી ભાન ભુલી ઢોલાના કંઠમાં વળગી પડી ઢોલાએ તેને ભુજબંધનમાં બાંધી લઇ તેના રાતા પ્રવાલ જેવા અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું આ વખતે સ્વભાવિક રીતેજ ઢોલો પોતાના મન સાથે લલકારવા લાગ્યોકે.

કંઇ અવનવું જાદુ ભર્યું છે એની નજરમાં
બે અખત્યાર દિલ બન્યુ પ્રીતિ અસરમાં.
કેદી થયો હું સનમના જંજીરે જુલ્ફથી.
ફસ્યો ફરે બે ઇશ્કતણા ખુની ચક્કરમાં

શિકારી થઇને ઉલટો શિકારમા હું બન્યો
તીરે નીગાહ પાર થયુ હાય જીગરમાં "

પ્રભાવતીના દિલની કળીઓ પણ ખીલી હતી. પ્રીયતમના કંઠમાં વળગી મૃદુ મધુર સ્વરે તે ગાવા લાગી.

પ્રભાવતીઃ—તમે પ્રેમી પ્રવાસી અજાણ્યા મહેમાન,
અંતરના આવકાર આપશો.

ઢોલોઃ—થયાં જીવન સંગાથી અહો સુંદરી,
પ્રભાઃ—મળ્યાં પુર્વ જન્મનાં પ્રતાપથી કરી.
ઢોલો—કરો પ્રેમ ધરીને પરોણા ચાકરી;
પ્રભાઃ—તમે જરીયે જુદાઇ નહિ જાણજો સુજાન. અંતરના.
ઢોલોઃ—દેવી દિલના મંદિરમાં પધરાવશું,
પ્રભાઃ—અહોભાગી આ જીવનને માનશું.
ઢોલોઃ—રૂપ પ્રીતિના પુષ્પે વધાવશું,
પ્રભાઃ—પ્રાણ પાથરીને કરશું તમારાં સન્માન. અંતરના૦

બન્ને પ્રેમિક પ્રેમિકા પ્રેમાનંદનું પાન કરવામાં બાહ્યજગતનું ભાન ભુલ્યાં હતાં. વૃક્ષ સાથે જેવી રીતે વેલડી લપટાઇ રહે તેવી રીતે ઢોલાના અંગ ઉપર મારૂ લપટાઇ ગઇ હતી; પરંતુ એવામાં રંગમાં ભંગ થયો. અણધાર્યો રાણો કરણસિંહ ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. તથા પોતાની પુત્રીને એક પરાયા નવયુવક સાથે પ્યાર કરતી જોઇ ક્રોધથી તે રાતોપીળો બની ગયો તેણે ક્રોધથી ગર્જના કરી કહ્યું, " બદમાશ યુવક ! ત્હેં કોની રજાથી આ સ્થળે પ્રવેશ કર્યો છે ?"

પ્રેમીક પ્રેમિકા ચમકી ઉઠી આલિંગનમાંથી મુક્ત થયાં. શો

ઉત્તર આપવો એ સમજમાં નહી આવવાથી ચુપકીદીથી ઢોલો નીચુ જોઇ રહયો પ્રભાવતી પણ ભાવી ભયના વીચારથી થરથર કંપવા લાગી.

બન્ને જણાને ચુપ રહેલાં જોઇ કરણસીંહનો ક્રોધ ઘણો વધી ગયો તેણે હાંક મારા બે ચાર સૈનીકોને બોલાવ્યા સૈનીકો આવતાંજ તેણે હુકમ કર્યો આ મદાંધ યુવકને લઈ જઇ અંધારી ઓરડીમાં કેદ કરી રાખો આવતી કાલેજ એને શીરચ્છેદની સજા કરવાની છે જો એ છટકી જશે તો એની સજા તમારે વેઠવી પડશે:

સીપાહીઓ ઢોલાને ગીરફતાર કરી લઇ ગયા પ્રભાવતી બેહોશ બની ધરણીપર ઢળી પડી

---

## પ્રકરણ ૭ મું.

---

## લંપટસીંહની લંપટતા.

---

ઘણા વખતથી આપણે મારૂની કાઇ ખબર લીધી નથી માટે હવે તે તરફ નજર કરવાની જરૂર છે વખતના વીતવા સાથે સઘળી વસ્તુઓનુ રૂપાંતર થાય છે જડ વસ્તુઓ સાથે જીવ માત્રનુ પણ રૂપાંતર કુદરતને અનુસરી થયા કરે છે જે મારૂને આપણે છ સાત વર્ષની બાળીકા રૂપે જોઇ હતી તે હવે તેર ચૌદ વર્ષની મુગધા બની હતી તેનુ રૂપ સૌંદર્ય નવયુવાનીના આગમનથી અધીક મનોહર બન્યુ હતુ વિશ્વશિલ્પએ મારૂની પ્રતીમા ખાસ ધ્યાનથી ઘડી હોય

એમ તેના ધાટીલા અંગ ઉપરથી લાગતુ હતુ એક તરફથી જોવા જતા ઢે!લો તેને ભુલી ગયો હતો પરંતુ બીજી તરફથી આ મુગધા મારૂ પોતાના એક દીવસનાં બાળ શહચર અને ભવીષ્યના જીવનસ: હચરને ભુલી ગઇ નહોતી માબાપને મુખે ઘણી વખતે તેણે ઢોલા સાથે તેનો વાકસંબંધ થયાની વાત સાંભળી હતી અને તેથી ઢોલાની સ્મૃતિ તેના અંતરપટપરથી અદશ્ય થઇ નહોતી. પુત્રી ઉમ્મર લાયક થવાથી તેને પરણાવી સાસરે મોકલવાની રાણા રણમલસિંહ અને તેની અર્ધાંગના ચંદ્રકુંવરની તીવ્ર ઇચ્છા હતી તથા તેમણે નરવર કોટ તરફ ઘણા કાસદો મોકલાવેલા હોવા છતાં તેઓમાંનો કોઇ કાંઇ આશાજનક ખબર લાવી શકયો નહોતો. રાણા નારસિંહનું મૃત્યુ થયાની ખબર રણમલસિંહને મળી હતી. પરંતુ ઢોલાની માતા હયાત છે ત્યાં સુધી પોતાનો સંકલ્પ નિર્વિધ્ને પાર પડશે એમ રણ-મલસિંહનું માનવું હતું. ઠગારી આશાની મોહિનીમાં આવીજ રીતે માણસો ફસાય છે—લલચાય છે અને લાખ્ખો નિરાશાઓ નજરે પડવા છતાં મોહાધિન માણસથી ઠગારી આશા છોડી શકાતી નથી.

અંતે એક છેલ્લા કાસદે નરવરકોટ જઇ આવી ઢોલા અને તેની માતાના રાજત્યાગની વાત રણમલસિંહને કહી સંભળાવી. એ વાત જાણવામાં આવતાં રાણો પોતાની ચારે તરફ નિરાશાનો અંધ-કાર જોવા લાગ્યો. રાણી ચંદ્રકુંવર પણ ભાગ્યનો દોષ કાઢી વિલાપ કરવા લાગી. આ વાતો અલેતી ભોળી મારૂના જાણવામાં આવશે તો તેનું કોમળ હૃદય દુખી થશે વિચારી રાજા રાણીએ એ વાત પુત્રીથી છુપાવવાની સાવધાનતા રાખી.

રણમલસિંહ મ્હોટી ઉમ્મરનો થયેલો હોવા છતાં તે ક્ષત્રિય

હતો. તેની નસોમાં વીર ક્ષત્રિયોનું ઉષ્ણ લોહી વહતું હતું. અમરાના સ્વચ્છંદાચાર અને જુલ્મનો ઇતિહાસ જાણવામાં આવતાં ક્રોધથી તે અધીર બની ગયો. એ શયતાન અમરાને લીધેજ બાળમહારાજ ઢોલાને જનેતા સાથે રાજપાટ છોડી જવાં પડયાં છે. એવું જાણી રણમલસિંહે દુષ્ટ અમરાનો નાશ કરવાનો સંકલ્પ કર્યો. આપણે હમણાં રણમલ-સિંહ અને તેની પત્નીની હિલચાલ નહિ તપાસતાં મારૂ તરફ દ્રષ્ટિ ફેરવીએ.

રાજનન્દિની મારૂ વિનોદવિહાર નામક ઉદ્યાનમાં પ્રતિવર્ષના નિયમાનુસાર યોગ્ય પતિની પ્રાપ્તિ થાય એટલા માટે કામદેવના ઉત્સવમાં સખીઓ સાથે ભાગ લેવા હાજર થઇ હતી. એ સખીઓમાં મદયંતી, મંદાકિની અને ચતુરિકા નામની સખીઓ ઉપર મારૂનો વિશેષ પ્રેમ હતો. મારૂએ સખીઓ સહિત સહુથી પ્રથમ કામદેવની સ્તુતિ કરી. ત્યાર પછી તેણે કહ્યું, " સખીઓ, યોગ્ય પતિ પ્રાપ્ત થાય એટલા માટે કુમારિકાઓ દર વર્ષે કામદેવનો આ ઉત્સવ કરે છે; પરંતુ મદયંતીને મન માને એવો પતિ મળવાનો હોવાથી આ ઉત્સવમાં તેનું ચિત્ત ચોંટવાનું નથી. "

મંદાકિની—મદયંતીનું લગ્ન નકી થયું છે કે ? અમે તો એ સંબંધી કાંઇ જાણતા નથી.

ચતુરિકાઃ—એ તો પ્રથમથીજ મીઠી છે. મદયંતી પોતાના મનની વાત કોઇને કહેતી નથી. એનાં મૂળ તો ઘણાં ઉંડા ઉતરેલાં છે.

મંદાકિનીઃ—બ્હેન મદયંતી, કહે તો ખરી કે, તું કયા પુરૂષની અર્ધાંગના થનાર છે ? એ પુરૂષનું નામ, ઠામ, કુળ, શીલ, ધંધો,

વિદ્યા, ગુણ, લક્ષ્મી વગેરે સંબંધી તું જે કાંઇ જાણતી હોય તે અમને કહી સંભળાવ.

ચતુરિકા—મંદાકીની હું તને એ બધી વાત કહું છું. સુવર્ણ-પુરમાં ધર્મનિધિ નામનો એક વેપારી છે. એણે મદયંતીના પિતા પાસે મદયંતીના હાથની માગણી કરી છે. મદયંતીને તેની હોંશ પુરી પાડે એવો મનગતમતો પતિમળી આવ્યો છે. એ પ્રકાર બરાબર સ્વયંવરના જેવોજ બન્યો છે!

મારૂ—બરાબર છે, એ પતિ પ્રાપ્ત થવાની મદયંતીની ખાત્રી થઇ ચુકી છે. તેથીજ આ ઉત્સવમાં તેનું મન નહિ લાગે એમ મ્હેં કહ્યું હતું,

મદયંતી—ઉત્સવમાં મ્હારૂં મન શા માટે ન લાગે? છતાં આરંભમાં આપણે જે પ્રાર્થના કરી છે તે મ્હને ગમી છે. એ પ્રાર્થનામાં સ્ત્રીએ પતિચરણમાં લીન થવું જોઇએ એતો ભાવ આવે છે. હું એ મતથી વિરૂદ્ધ છું. સ્ત્રીએ પતિચરણમાં લીન થવા માટે કાંઇ તેનાપર પ્રેમ કરવાનો નથી. સમાજમાં પોતાનું માન વધે, સંપતિ તથા અયશઆરામ ભોગવવાનાં મળે, આપણું મન સદા પ્રસન્ન રહી શકે તથા ઇચ્છાનુસાર મોજ કરવાની મળે એટલા માટેજ દેવ પાસે પતિ માગવો જોઇએ અને એવા પતિ ઉપરજ પ્રેમ કરવો જોઇએ.

મારૂ—મદયંતી. સ્ત્રીએ પતિ ઉપર શામાટે પ્રેમ કરવો જોઇએ. સંસાર સુખનું સ્વરૂપ કેવું હોવું જોઇએ એ સંબંધીના ત્હારા વિચારો મ્હેં સાંભળી લીધા છે, હું તને આ પ્રસંગે સાવધાન કરતાં એમ કહેવાનું ઉચિત સમજું છું કે, જો તું ત્હારા આ વિચારોનો ત્યાગ નહિ કરે તો ત્હારો સંસાર અવશ્ય નિરાશામય બની જશે.

સુખ સ્વર્ગમાં મહાલવાને બદલે દુઃખના દાવાનળની અસહ્ય વેદના ત્હારે વેઠવી પડશે. સ્વાર્થ સાધવો એજ કેવળ પ્રેમનો હેતુ છે એમ તું માને છે પરંતુ જેને ખરો પ્રેમ માનવામાં આવે છે તેમાં હેતુ જેવું કાંઇ હોતું નથી યથાર્થ પ્રેમમાં સ્વાર્થની ગંધ પણ હોતી નથી

મદયંતી—બ્હેન ક્રોધ ન કરશો. તમે નિસ્વાર્થ પ્રેમ કોને કહો છો એ હું સમજી શકતી નથી. પ્રીતી એ કેવળ પોતાના સુખ માટે છે પોતાને કાંઇ લાભ થતો ન હોય છતાં બીજાને પ્રીતી અગર પ્રેમ અર્પણ કરવો એ મુર્ખતા છે એમ હુ માનું છું ગમે તેમ હો મહારા વીચાર મ્હને મુબારક. પરંતુ તમે જે ખરા પ્રેમનું વર્ણન કર્યું છે તે પ્રેમ કોને પ્રાપ્ત થનાર છે એ વાત ઉડતી સાંભળવામાં આવી છે ઇશ્વર તમારી મનકામના પુર્ણ કરે એમજ હું ઇચ્છું છું.

મદયંતી વાત ઉડાવી દેવાના વીચારથી મારૂએ બીજી સખીઓ તરફ જોઇ કહ્યું " સખીઓ જાઓ જઇને આરતીની તૈયારી કરો ત્યાં સુધી હું અહીં ઉભી છું

સખીઓ વીદાય થઇ જાય છે એટલે મારૂ દમયંતીને પુછે છે સખી મહારા વિવાહ સંબંધી ત્હેં શું સાંભળ્યું છે ? "

મદયંતી—નરવર કોટના રાજકુમાર ઢોલારાય સાથે ઘણા વખતથી તમારો વાંક સંબંધ થયેલો છે તથા તમે હવે ઉમર લાયક થયેલાં હોવાથી સત્વર તમારૂં લગ્ન થઇ જવાનો સંભવ છે તમે મ્હારાથી શા માટે એ વાત છાની રાખી હતી ?

મારૂ— બહેન મદયંતી આપણી વચ્ચે જીવજાન મૈત્રી છે ખરૂં ને ? આપણાં આ પ્રેમમાં કોઇ પણ રીતે વીક્ષેપ તો નહી થાય ને ?

મદયંતીએ કામદેવની મુર્તિ તરફ આંગળી કરી કહ્યુ " આ કામદેવની લીલામાં પ્રેમ તથા વેર બન્ને ઉત્પન્ન કરવાની શકિત છે એમ કહેવામાં આવે છે છતાં આ દેવના હાથે પણ આપણા પ્રેમમાં વિક્ષેપ થઇ શકનાર નથી, "

સખી આવી રીતે તું દેવનો તીરસ્કાર ન કર.

મદયંતીએ હસીને કહ્યુ ' એમાં તીરસ્કાર જેવું શું છે ? આપણા બન્નેમાં વૈર ઉત્પન્ન કરવાની શકિત જો આ કામદેવમાં હોય તો તે તેનો ભલે ઉપયોગ કરી બતાવે !

મારૂ—આપણી આવી મૈત્રી હોવા છતાં મહારા વીવાહ સંબધીની કોઇ વાત હું ત્હારાથી છુપાવુ ખરી કે ?

મદયંતી- ત્યારે શું બન્યું તે તમે કેમ કહ્યુ નહી ?

મારૂ—એમાં કહેવા જેવુ કાંઇ નથી કેવળ એકજ ક્ષણના સંયોગથી આ સંબંધ ભાગ્ય યોગથી બંધાયો છે કેવળ વાકદાન ઉપરાંત બીજી કાંઈ ક્રીયા થઇ નથી.

મદયંતી—વાકયદાન થયું એટલે લગન થયું એમજ સમજવું જોઇએ છતાં તું પ્રસંગને અનુસરી બે શબ્દ કહુ તો તેથી માઠું લગાડશોં નહી રાજા લોકનાં પુત્ર કન્યાઓનાં લગ્ન એ આપણા ઢીંગલા ઢીંગલીઓનાં લગ્ન જેવાં છે.

મારૂ—શા ઉપરથી તું આમ કહે છે ? પ્રીતિનો તેમને અનુભવ નથી હોતો કે ?

મદયંતી—જુઓ આસુષ્ટિમાં યક્ષ ગંધર્વ, કિન્નર દેવ દાનવ માનવ એવી જુદી જુદી જાતો છે તે પ્રમાણે આપણી સુદાં જુદી જાત છે એમ રાજાલોક માને છે તેઓ મુખ્યત્વે કરીને

આપસ આપસમાંજ શરીર સંબંધ કરે છે. પોતાના વર્ગની બ્હારના માણસ સાથે સંબંધ બાંધવામાં તેઓ ન્હાનમ માને છે. આમ હોવાથી રાજાલોકનાં સંતાનોનો સંબંધ જોડાય છે ત્યારે વરવહુની રૂપ સંપત્તિ, સુસ્વભાવ, સુશિક્ષણ વગેરેનો વિચાર સુદ્ધાં કોઇ કરતું નથી ! વહુ ગમે તેવી કુરૂપ, ગાંડી તથા અભણ હોય તો ચાલે છે, કેવળ તે રાજકન્યા હોવી જોઇએ ! વળી જે નિયમ વહુને લાગુ પડે છે. તેજ વરને લાગુ પડે છે. રાજકન્યાના સદ્ભાગ્યથી તેને શાણો તથા સુંદર ધણી મળે તો સંતોષની વાત છે; પરંતુ તે ગુણિ-યલ ન હોય છતાં રાજકુળમાં જન્મ્યો હોય એટલા ઉપરથી પસંદ કરવામાં આવે છે. રાજાની કન્યા ઉપવાઢ થાય છે એટલે ગમે તે રાજાના ગમે એવા શંખ શિરોમણી છોકરાના હાથમાં સોંપવામાં આવે છે ! એ છોકરો અગાઉ દશ સ્ત્રીઓ પરણી ચુક્યો હોય છતાં તે તરફ દુર્લક્ષ્ય કરવામાં આવે છે. એવી રીતે જેમનાં લગ્ન થયાં હોય તેમને સંસાર સુખની માહીતી કયાંથી હોઇ શકે ?

બરાબર આ વખતે એક સખીએ આવી આરતિની તૈયારીની ખબર આપી એટલે મારૂ મદયંતીને સાથે લઇ ત્યાં ગઇ તથા આરતિ થઇ ગયા પછી બધી સખીઓ વિદાય થઇ. રાજકુમારીનું ચિત્ત બેચેન બનેલું હોવાથી તે એકલીજ એ ઉદ્યાનમાં આમ તેમ ફરવા લાગી. તેનું ચિત્ત ચિંતાતુર હોવા છતાં તેની રૂપ છટા ઘણી મનોહર લાગતી હતી. તેનું એ ગજબનાક સૌંદર્ય જોઇ સ્વાભાવિક રીતેજ મુખમાંથી એવાં વચન નીકળી પડવાનો સંભવ હતો કે,

દિસંતી દામિની લલિત મુખ તેજે નથી કમી;
અરે એ તો શોભે મનહરણ રંભા રતિ સમી,

કટી કેશ લ્હેકે સિંહ શરમ ખાઇ વન ગયા,
નિહાળીને કેશો મણિધર ધારા હેઠળ રહ્યા;
અતિ ચારૂ ચાલે, રજ શિરપરે દંતી ઝટકે,
દ્રગોથી છોડીને ગરવ મૃગ વિન ભટકે;
ઘડી બ્રહ્માએ છે, ફુરસદ તણા દી ચિત્ત દઇ,
થઇ ના થાતી ના અવર મુગ્ધા આ સમ કહીં.

મારૂ બગીચામાં આમ તેમ ફરતી હતી એવામાં પ્રધાનપુત્ર લંપટસિંહ ત્યાં આવી ચઢયો. લંપટસિંહ દેવતા પાછળ અંગારા થાય તેવી રીતે સદગુણી માબાપને પેટે જન્મેલો કુલાંગાર હતો. હમણાં તેની ઉમ્મર અઠાવીસેક વર્ષની હતી. એ સ્વછંદી જુવાન ઘણા વખતથી રાજકુમારીનું રૂપ જોઇ દિવાનો બન્યો હતો તથા મારૂના રૂપામૃતનું પાન કરવા રાત દિવસ અધીર રહેતો હતો. આજે ઘણા વખતથી તે બગીચામાં છુપાઇ રહયો હતો. સખીઓના વિદાય થયા પછી લાગ જોઇ તે આગળ આવ્યો. તેને જોઇ મારૂ ચમકી ઉઠી; પરંતુ લંપટસિંહના મનની મલિનતાથી તે અજ્ઞાત હોવાથી સરળ સ્વભાવથી તેણે પૂછ્યું, "લંપટસિંહ! આ સ્થળે આવવાની કોઇપણ પુરૂષને પરવાનગી નથી છતાં તમે અહીં કેમ આવ્યા છો ?"

લંપટસિંહે પોતાના લંપટ સ્વભાવનો પરિચય કરાવતાં કહ્યું, "મોજીલી માશુક ! હું તમારા પ્યારનો ઉમેદવાર છું તેથીજ આવવા તકસીરવાર છું.

દિલ આ દિવાનું છે બન્યું ત્હારા મનોહર રૂપથી;
રંભા કહું કે મેનકા, તુલના જરા ત્હારી નથી;
સૌંદર્યનો આધાર ને રૂપનો ભર્યો ભંડાર છે;
એક મુખે ગુણની કથની શકાયે ના કથી.

હું તમારા સૌંદર્યનો ઉપાસક છું. દેવિ ! હું ભક્તરૂપે તમારી કૃપા ઇચ્છું છું."

લંપટસિંહના મુખેથી આવાં વચન સાંભળી મારૂ આભી બની ગઇ. લંપટ માટે તેના મનમાં ઘણો તિરસ્કાર ઉપજ્યો. તેણે કહ્યું, "તમારી આવી નીચતાનું પરિણામ સારૂં નહિ આવે. હજી પણ કહું છું કે, ભલું ઇચ્છતા હો તો અહીંથી આ ક્ષણેજ ચાલ્યા જાઓ.

લંપટસિંહનામાં તેના નામ જેવાજ ગુણ હતા. તેણે કહ્યું "દેવિ ! આ દાસપર દયા લાવો—તેને વધુ ન તલસાવો, આ જખ્મી બનેલા જીગરપર મહબ્બતની દવાના પટ્ટા લગાવો.

કરો ના આંખડી રાતી, વચનથી છાતી વીંધાતીઃ

રસીલી નાર મદમાતી, ફકીરી હાલ મ્હારો છે.

હું તમને મ્હારા સાચા જીગરથી ચાહું છું. તમારો પ્યાર મેળવવા માટે જો દોજખ—રૌરવ નરકમાં જવું પડે તો ત્યાં જવા પણ એક ખરા આશક તરીકે હું તૈયાર છું.

મારૂ વિશેષ ગુસ્સે ભરાઇ તેણે કહ્યું, "હજીપણ ચેતાવું છું કે, મૂર્ખતા છોડી તમે તમારે રસ્તે પડો; મ્હારા જીવને વધુ બેચેન ન બનાવો."

લંપટસિંહઃ—પ્રાણેશ્વરિ ! તમારી બેચેની દૂર કરે એવું રામ બાણ ઔષધ મ્હારી પાસે તૈયાર છે. આ હૃદયમાં ધન્વંતરીનાં સઘળાં ઔષધોનો ભંડાર મેં છુપાવેલો છે.

દૂર કરવા દિલગીરી મહોબત દવા અકસીર છે;

સંયોગ થાતાં આપણો ખુલવાનું આ તગદીર છે,

માટે મ્હને વધુ ન તલસાવો અને મ્હારાં માનીતાં મેનાં જરા પાસે આવો.

મારૂઃ—દૂર જાઓ અને કોઇ વેશ્યાના આશક થાઓ. આ સતીને સંતાપી તમે સાર કાઢનાર નથી, મ્હારા ક્રોધની આગમાંથી કોઇ તમને છોડાવી શકનાર નથી.

સતી સૌભાગ્યની દેવી પતિપદ પ્રેમથી પુંજે:
નિરંતર સ્વામીને સેવી ગુણો નિજ નાથના મુંજે.
પતિ માટે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી,
પ્રબળ પ્રેમે રતિ ધરતી, ચરણ સ્પર્શે ધરા ધ્રુજે.
વહે છે દિવ્યતા રગમાં કરે સંચાર ખગ જગમાં,
સતી વિણ શ્રેષ્ઠતા જગમાં સતીની અન્યના બુજે.

લંપટસિંહ—ત્હારી આવી લંપટતાની વાત જ્યારે હું પિતાજીને જણાવીશ ત્યારે ત્હારી કેવી દુર્દશા થશે તેનો કંઇ વિચાર છે?

લંપટસિંહ--પ્રેમ કરવા જતાં આફતથી ડરી જાઉં એવો હું નામર્દ નર નથી.

માજી--તું નામર્દ નર નહિ પરંતુ કમઅક્કલ ખર છે.
ઇન્શાનના આવેશમાં લંપટ અને શયતાન છે,
પાપી પુરો છે તું અને બસ પાપમાંહી ધ્યાન છે.
નરકનો તું છે કીડો, ખોટું મગજ ગુમાન છે;
અવિચારી આવા કર્મથી જાનાર ત્હારો જાન છે.

લંપટસિંહ--આવી ધમકીથી ડરી જઇ હું પાછો ફરનાર નથી; મ્હારો સંકલ્પ પાર પાડવામાં આજે કોઇની મ્હને અટકાવી રાખવાની તાકત નથી.

મદિરા અને મદિરાક્ષીમાં બસ સકાળ સુખનો સાર છે,
વિલાસમાં છે સ્વર્ગ ને જુઠ્ઠો નરક પોકાર છે.

આ જીંદગી એ ચાર દિનની ચાંદની કહેવાય છે,
ગુલ ખિલેલાં જોઇને બુલબુલ હૃદય હરખાય છે.
ચુમવા ત્હારા ગુલાબી ગાલ જીવ લલચાય છે;
આલિંગવા મન મોહિની આ મન અધીરૂં થાય છે.

બસ, વહાલી આવ અને મ્હને આલિંગન કરી મ્હારા તપી ગયેલા તનમનને શાન્ત કર.

મારૂએ દુર ખસી જઇ તિરસ્કારથી કહ્યું. "મ્હને એમજ લાગે છે કે, વિનાશકાળે તમને વિપરીત બુદ્ધિ સુજી છે. કામાંધ ! નરપશુ ! ત્હારા આ અવિચારનો બદલો વિના વિલંબેજ તને મળશે."

લંપટસિંહે કહ્યું, "સુંદરિ ! એવી ખાલી શબ્દોની ધમકીથી મ્હને ડરાવવાનો વૃથા પ્રયત્ન શા માટે કરો છો? તમારી એકજ ક્ષણની મહોબત માટે જીંદગી સુધી હું આફતો સ્હામે ટક્કર ઝીલવા તૈયાર છું આજ કાલ કરતાં ઘણા વખતથી હું તમને મ્હારી સ્વાધીનતામાં લાવવાની ઇચ્છા રાખતો હતો; પરંતુ સુયોગની રાહ જોઇ આજ સુધી મ્હેં ધીરજ ધારણા કરી હતી. આજે સુયોગ મોકલો હોવાથી મ્હારી ધારણા તું જરૂર બર લાવીશ. તમે સીધી રીતે નહિ માનો તો છેવટે બળાત્કારે પણ મ્હારો પ્રેમ સ્વીકારવાની હું તમને ફરજ પાડીશ."

મારૂએ તેજસ્વિતાથી કહ્યું, "એક સુંદરીના પ્યારને બળાત્કારે મેળવવાની આશા રાખવી એના જેવી મુર્ખતા બીજી એકકે નથી. પરસ્પરના દિલના આકર્ષણ શિવાય પ્રેમ ઉત્પન્નજ નથી થતો. તમે હવસના ગુલામ હોવાથીજ પ્રેમ અને હવસમાં કેટલું આસમાન જમીન જેટલું અંતર છે એ સમજી શકતા નથી. વળી તમારે યાદ રાખવું જોઇએ કે, હું એક ક્ષત્રિય રાજકન્યા છું. ક્ષત્રિય કન્યા પ્રા-

ણાંત પર્યંત પોતાના સતીત્વ ધર્મની મર્યાદા સાચવે છે. જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણ છે, જ્યાં સુધી આ શરીરની નસોમાં પવિત્ર ગરમ લોહી વહે છે ત્યાં સુધી તો ત્હારી પાપી ઇચ્છા પાર પાડનાર નથી. આ સતી કુમારી ધર્મ માર્ગથી વિચલિત થનાર નથી.

શિયાળ છે જોર અગ્નિનું, બળીને ખાક તું થાશે;
પરિણામે વિષયલંપટ, રડીને ખૂબ પસ્તાશે. "

લંપટસિંહ:—એ બધું વખત આવ્યે જોઇ લેવાશે.

મારૂ:—યાદ રાખ કે નરકમાં પણ તને સ્થાન નહિ મળે.

લંપટ:—સ્વર્ગ અને નરક એ મુર્ખ માણસોની કલ્પના છે.

મારૂ:—ત્હારી આંખમાં કમળા થયેલો હોવાથી તને બધું પીળું દેખાય છે; આવા શબ્દ ઉચ્ચારી તું સૃષ્ટિકર્તા પરમાત્માનું અપમાન કરે છે.

લંપટ:—એ ત્હારા પરમાત્માને કોણ જોઇ આવ્યું છે ? બસ આ જીંદગીજ સાચું સ્વર્ગ છે; જે પ્રત્યક્ષ નથી તે કેવળ કલ્પના છે.

હાથમાં પ્યાલી બગલમાં વ્હાલીની છે કંઇ બહાર;
સ્વર્ગ એ સંસારમાં ને નાચી ઉઠતા હૃદય તાર.
મદિરા અને મદિરાક્ષી વિણ, સંસારમાંતા કંઇજ સાર.
ચહાય છે આશક સદા રંભા રમાના દિલનો પ્યાર.

માટે આ બધો વિતંડાવાદ છોડી મ્હારી ઇચ્છા તૃપ્ત કર. ઇશ્કીના આગથી સળગી જતા મ્હારા આ હૃદયને અમૃતરસથી ભરેલા ત્હારા હૃદયપર ધર. જો તું મ્હારી ઇચ્છા પૂર્ણ કરીશ તો હું ત્હારો ગુલામ થઈ રહીશ ત્હારા બોલને મ્હારો જીવનમંત્ર માનીશ. વળી આપણો સંબંધ ખુલ્લો થઇ જવાની તને ધાસ્તી હોય તો તેવી ધાસ્તી રાખીશ નહિ. આપણી ગુપ્ત પ્રેમલીલા સદૈવ ગુપ્ત રહેશે. એક

[illegible]ભાત શક્તિરસનો આસ્વાદ ચાખ્યા પછી તું પણ નિરંતર તેમાંજ લીન બની જશે.

અરે—ધર્માંધ ! ફુલશ્રી ! મને સમજાવવાનો પ્રયત્ન કરવાથી મ્હારી ઇચ્છા સફળ થનાર નથી; આ બહાદુર બાળાનો સંકલ્પ ફરનાર નથી.

" ત્યારે જોઇ લે ત્હારા દુરાગ્રહનું ફળ. " આમ કહી લંપટ-સિંહે એક સંકેત સૂચક સીટી વગાડી જે સાંભળી ચાર હથિયારબંધ માણસો ત્યાં દોડી આવ્યા.

" આ ગુમાની છોકરીને ગુપ્ત સંકેત સ્થળે લઇ જાઓ. આવતી કાલે મધ્યરાત્રે હું આવીસ " લંપટસિંહે આવેલા માણસોને આજ્ઞા કરી. એ લાલચુ માણસોએ એકજ ક્ષણમાં બાળાને પકડી તેને કાંઇ ઔષધ સુંઘાડયું. પછી એક ચાદરમાં તેને બાંધી લઇ એ નરપિશાચો ત્યાંથી વિદાય થયા. લંપટસિંહ પણ બીજી દિશા તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ આઠમું.

---

### કારાગૃહમાંથી ઉદ્ધાર.

[illegible]લમંદિરના મહારાણા [illegible]સિંહે [illegible] પોતાની પુત્રી સાથે એકાંતમાં [illegible]ર કરતો જોઇ [illegible] કરી [illegible] દિવસે [illegible] શિરચ્છેદની સજા કરવામાં આવનાર હતી એ [illegible] [illegible] [illegible] [illegible] હોય.

લગભગ મધ્યરાત્રિનો સમય હતો. એક અંધકારમયી ઓરડીમાં કે જે જમીનના ગર્ભમાં અર્થાત પાતાળપુરીમાં આવી હતી તેમાં ઢોલાને પુરી રાખવામાં આવ્યો હતો બીજે દીવસે શિરચ્છેદની સજા ફરમાવેલી હોવાછતાં ચાર દિવસ વીતી જવાછતાં હજી સુધી એ સજા અમલમાં મુકાઇ નહતી સજા અમલમાં મુકવામાં શિથિલતા થવાનું કારણ એટલુંજ હતું કે, રાણા કરણસિંહે પાછળથી ઉંડો વિચાર કરી જોઇ બનેલા બનાવમાં પોતાની પુત્રીનો હાથ કેટલો છે એ તપાસ્યા પછી ગુન્હેગારને સજા કરવાનો સંકલ્પ કર્યો હતો જે વખતે ઢોલા અને પ્રભાવતીના પ્યારનો દેખાવ નજરે પડયો તે વખતે એ પ્રકારથી ચિત્ત અતિશય ઉશ્કેરાઇ જવાથીજ કરણસિંહે ઢોલાને બીજે દિવસે શિરચ્છેદ કરવાના શબ્દો ઉચ્ચાર્યા હતા.

ઢોલાને ચોકકસ સમયે ખોરાક પહોંચાડવામા આવતો હોવા છતાં ચિંતાની વિશેષતાથી તે કાંઇ ખાઈ શકતો નહિ. પોતાના આકસ્મિક વિયોગથી મમતામાથી માતાને કેવું દારૂણ દુખ થશે એ વિષયના વિચારોથી તે અતિશય વ્યાકુળ બની ગયો હતો હવે પોતે અવિચારી કૃત્ય કર્યું હતું એમ તેને લાગતું હતું, છતાં એ વિષયમાં એક રીતે જોવા જતાં તે નિર્દોષ હતો. પ્રથમ તેણે પ્રભાવતીને સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેના પ્રેમમાં પાગલ બનેલી મુગ્ધાએ આગળ પાછળનો વિચાર નહિ કરતાં ઢોલાના પ્રેમની યાચના કરી હતી. પ્રભાવતીએજ ચંપા માર્ફત ઢોલાને છુપી રીતે પોતાના રાજમહાલયના અંતઃપુર પાછળ આવેલા બગીચામાં આવવાનો સંદેશો મોકલ્યો હતો.

મધ્યરાત્રી વીતી ગઇ હતી ઢોલાની ઓરડીમાં દિવસે પણ પ્રકાશનો

સંચાર નહિં થતો હોવાથી રાત્રે ત્યાં પ્રકાશનો વિસ્તાર થાય એ સર્વથા અશક્ય હતું એ કમનસીબ કેદીની આંખોમાં ચિંતાની વિશેષતાને લીધે સહજ પણ ઉંઘ નહોતી ઘાસના બીછાના ઉપર પડયો પડયો તે આકાશ પાતાળના વિચાર કર્યો કરતો હતો ઘડીમાં અભાગિની માતા યાદ આવતી તો ઘડીમાં પ્રભાવતીની પ્રતિમા મનશ્ચક્ષુ પાસે ખડી થતી હતી આવેલો ખોરાક એક ખુણામાં પડી રહયો હતો ઓરડીમાં દાખલ થવાનું દ્વાર પેલી તરફથી બંધ હતું તથા એ ઓરડીને એક પણ જારી કે બારી નહોતી એમાં પ્રકાશ તથા વાયુનું નામ નિશાન પણ નહોતુ અમે એ સ્થાનને એક બંધ કરી દીધેલી પેટીની ઉપમા આપીએ તો તેમાં કાંઇ ખોટું નહોતું.

ઢોલો પોતાના મન સાથે કહેવા લાગ્યો " આ ભયંકર કારાગૃહમાંથી મ્હારો ઉદ્ધાર કેવી રીતે થશે ! સુર્યદેવતાનાં કિરણો નજરે નહિ પડતાં હોવાથી દિવસ અને રાતનો ભેદ પણ મારાથી સમજી શકાતો નથી; છતાં બીજે દીવસે મ્હારો શિરચ્છેદ કરવાનો રાજાનો વિચાર કાંઇ કારણથી મુલતવી રહયો હોય એમ મને લાગે છે દરરોજ બે વખત ખોરાક આવતો હોવાથી આજે ચાર દિવસથી હું અહીં કેદી થઇ રહયો છું એમ સમજી શકાય છે. અફસોસ! અભાવી છોકરાં ! ત્હારા અવિચારથી તારી માતાને કેટલું બધું દુખ થશે ! એક ક્ષણ માટે જે તારો વિયોગ વેઠી શકતી નહોતી તે ત્હારો ચિરકાળનો વિયોગ કેવી રીતે વેઠી શકશે ! જે માતાએ ત્હારે માટે રાજ્ય છોડયુ, જે માતાએ ત્હારા માટે રાજરાણી મટી ફકીરી લીધી તે મમતામયી માતા ત્હારા વિયોગથી કેવું રદય કંપાવે એવું કારણું કલ્પાંત કરતી હશે ! હતભાગ્ય બાળક ! જો ત્હારા મન ઉપર કાબુ

શખ્યો હોત તો આજે મારી માતાને દુખના દિવસ જોવા પડત ”

આ શબ્દો ઉચ્ચારી થોડા સમય સુધી ચુપ રહ્યા પછી તે પાછો કહેવા લાગ્યો, “ રાજ કુમારીની દશા પણ તેના પિતાએ મ્હારા જેવીજ કરી હશે કે ! એના જેવી કોમળાંગીથી કારાગારનું કઠોર કષ્ટ કેવી રીતે વેઠી શકાશે ? પિતા શું નિર્દયતાથી એકની એક કન્યાને દુખી કરશે ? મને એ અશકય લાગે છે પાછી રાજકુમારી જો છુટી રહેશે તો મ્હારા બચાવવાનો જરૂર કાંઇ પ્રયત્ન કરશે હમણાં તો હું મ્હારી ચારે તરફ કેવળ નિરાશાજ જોઉં છું ઘડી પછી શું થશે એ હું કલ્પી શકતો નથી. ”

આમ કહી ઢોલો ચુપ રહયો. ત્રણ રાતના સતત ઉજાગરા થયેલા હોવાથી તેની મરજી નહિ હોવા છતાં આંખો જરા ઘેરાઇ તથા તે નીંદ્રાધીન થયો. પોતે કેટલા વખત સુધી નીંદ્રામાં રહ્યો તે તરફ તેનું ધ્યાન નહોતું. એકાએક ઓરડીનું દ્વાર ખખડવાથી તેની આંખો ઉઘડી ગઇ તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. ક્ષણ માત્રમાં અનેક તર્કવિતર્ક તેને ઉપજયા રાજમહાલયના ગુપ્ત કારાગારમાં કોઇ તેને બચાવવા આવે એ તેને સર્વથા અશકય લાગતું હતુ ત્યારે શું જલ્લાદ તલવાર લઇ તેનો શિરછેદ કરવા આવ્યો હશે ? ઢોલો પોતાના મન સાથે કાંઇ નિર્ણય કરી શકયો નહિ બારણું ખખડયા પછી થોડા વખત પાછી ચુપકીદી ફેલાઇ પોતાને ભ્રમ થયો હશે એમ માની ઢોલો પાછો આંખો મીંચવા જતો હતો એવામાં એક બતી સળગી તથા એ બાજુ અંધકારમય સ્થળે પ્રકાશ્યો. વિસ્મિત થઇ રહયો એ પ્રકાશમાં ઢોલાએ આશ્ચર્યયુક્ત બની રાજ કુમારી માલવણીને એક હાથમાં બત્તી તથા બીજા હાથમાં એક પોષાક લઇ

ઊભી રહેલી જોઇ. ઢોલાના હર્ષનો પાર રહયો નહિ. પ્રભાવતી તેને ભૂલી ગઇ નથી એ વિચારે તેનું દુઃખ ઘણુ અંશે ઓછું કર્યું. પ્રભાવતીએ નજીક આવી અત્યંત મૃદુસ્વરે કહ્યું, “ પ્રિયતમ ! હું ભયંકર જોખમ ખેડી સાહસથી તમારો છુટકારો કરવા આવી છું. જલ્દી આ સિપાહીનો પોષાક પહેરી અહીંથી છટકી જાઓ. ”

“ પ્રાણેશ્વરી ! તમને જોખમમાં નાખી એક નામર્દની માફક નાસી છુટવાની મ્હારી ઇચ્છા નથી. જે આફત આવી પડે તે સહન કરી લેવા હું તૈયાર છું કેવળ મ્હારે તમને એટલીજ પ્રાર્થના કરવાની છે કે, મ્હારી માતા દુઃખી ન થાય એ વાતની તમે સંભાળ રાખજો, મ્હારા વિયોગથી સળગી જતા તેના આત્માને સાંત્વના આપજો. ” આટલું બોલતાં સ્નેહથી માતાનું સ્મરણ થઇ આવવાથી ઢોલાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ગદ્દગદ કંઠે તે પાછો કહેવા લાગ્યો “ અરેરે ! હું હત ભાગ્ય પુત્ર છું. મ્હારે લીધેજ મ્હારી દેવી સમાન માતાને આજે અજ્ઞાતવાસનું દારૂણ દુઃખ ભોગવવું પડે છે. મ્હારા તુચ્છ જીવનના અંત સાથે તેની સઘળી આશાઓનો અંત આવી જશે. કદાચ પુત્રવિયોગના શોકથી એ પોતાનો પ્રાણ સુદ્ધાં ત્યાગશે એતો મ્હને સંદેહ રહે છે. ”

ઢોલાની વાત જેમ જેમ લંબાતી હતી તેમ તેમ પ્રભાવતીની ધીરજનો અંત આવતો હતો. તેણે આધીરતાથી કહ્યું, “ રાજકુમાર ! વધુ વખત ગુમાવવાથી આપણો બન્નેનો જીવ જોખમમાં આવી પડશે. કેવળ મ્હારી ખાતર નહિ તો તમારાં માતુશ્રી ખાતર આ સૈનિકો વેશ પહેરી અહીંથી પલાયન કરી જાઓ તમારી ગેરહાજરીમાં તમારી શિક્ષા માફ થાય એવો પ્રયત્ન હું અવશ્ય કરીશ.

એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં હમણાંજ અહીંથી નાશી છુટો."

" કુમારી, આ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ?" ઢોલાએ પ્રભાવતીના હાથમાંનો પોષાક લઈ પૂછ્યું.

" જુઓ, તમે ક્ષત્રિય કુમાર છો. આ ઉપકાર નથી પણ ફરજ છે. હું મ્હારી ફરજ બજાવું છું. મ્હારે લીધે તમારે કેદખાનામાં આવવું પડેલું હોવાથી જીવના જોખમે પણ તમને બચાવી લેવા એ મ્હારી ફરજ છે. છતાં મ્હારા આ કાર્યને જો તમે ઉપકાર માનતા હો તો કહો જોઇએ કે જીંદગી બચાવનારને શું આપવું જોઇએ ?" પ્રભાવતીએ ઢોલાના મુખ તરફ જોઇ રહી માર્મિક વચન ઉચ્ચાર્યાં.

" જીંદગી બચાવનારના ઉપકારનો બદલો કોઇ પણ રીતે વળી શકે તેમ નથી. " સંદેહ યુકત દૃષ્ટિથી રાજકુમારી તરફ જોઇ ઢોલાએ કહ્યું.

" છતાં વ્યવહારિક દૃષ્ટિએ એ બદલાની ફેડ થયેલી કેવી રીતે માની શકાય ! "

" વ્યવહારની નજરે જીંદગી દેનારને જીંદગી આપવી જોઇએ." સરળભાવથી ઢોલાએ ઉત્તર આપ્યો.

" ત્યારે પ્રિયતમ ! હું જીંદગી સુધી તમારા પ્રેમની યાચના કરૂંછું. આ જીંદગીમાં મ્હેં તમનેજ વરવાની મ્હારા મન સાથે પ્રતિજ્ઞા કરેલી છે. તમારા સિવાયના સઘળા પુરૂષને હું ભ્રાતા તથા પિતા તુલ્ય માનું છું. " પ્રભાવતીએ પોતાની પ્રતિજ્ઞા પ્રકટ કરી.

" પ્રિયા ! મ્હારૂં જીવન નિરાશામય છે. સુખની પ્રાપ્તિ થાય એ મ્હારે શંકા ભરેલી વાત છે છતાં તમે જાણી જોઇ શા માટે દુઃખના સાગરમાં ડુબી મરવા તૈયાર થયાં છો ? " ઢોલાએ કહ્યું.

" સુખ અગર દુ:ખની પ્રાપ્તિ ભાગ્ય યોગથી થાય છે. કોઇના સરખા દિવસ રહેતા નથી.

રહેતા દિવસ નથી કોઇના એકજ અવસ્થામાં કદા;
સુખ હોય આજે પૂર્ણ તો કાલે પડે છે આપદા,
ભિક્ષુક થતા ધનવાન ને ધનવાન ભિક્ષુક થાય છે,
રૂતુ પ્રમાણે દશાના પણ રંગ સહુ બદલાય છે.

માટે નિરાશ ન થાઓ. આશા અમર છે. વળી તમારાં માતા માટે નિશ્ચિંત રહો, તેમને કોઇપણ પ્રકારનું દુઃખ નહિ પડવા દેવાની જવાબદારી હું મ્હારે શિરે ઉપાડી લઉં છું. તમે જ્યાં જાઓ ત્યાંથી છુપી રીતે તમારા સમાચાર મ્હને પહોંચાડવાની કાળજી રાખજો. અહીંનું વાતાવરણ નિર્ભય થશે એટલે તમે પુનઃ અત્રે આવી શકો એવી વ્યવસ્થા હું કરીશ. વળી હું તમને આ મોતીની માળા આપું છું તેને વેચી તમે તમારૂં ખરચ નભાવજો. આ સોના મહોરોથી ભરેલી થેલી છે તે પણ તમને ઉપયોગી થઇ પડશે." આમ કહી એક થેલી તથા મોતીની માળા પ્રભાવતીએ ઢોલાની ઘણી આનાકાની હોવા છતાં આગ્રહથી તેના હાથમાં મૂકી.

ઢોલો સૈનિકનો પોષાક પહેરી ચુકયો હતો. તેણે સ્નેહના આવેશથી પ્રભાવતીના અધરોષ્ઠ પર ચુંબન કરી કહ્યું, " જીવિતેશ્વરી, આજથી હું ઇશ્વર સાક્ષીથી તમને મ્હારાં અર્ધાંગના માનીશ."

આમ કહી તેણે પોતાના હાથમાંની વીંટી કાઢી પ્રભાવતીને પહેરાવી દીધી.

" કુમાર ! તમારા વિયોગમાં આ પ્રેમ મુદ્રિકા મ્હારા અંતરાત્માનું સમાધાન કરશે. પહેરેગીરને લાલચ આપી મ્હેં વશ કર્યો છે

માટે નિર્ભયતાથી તમેં મ્હારી પાછળ પાછળ આવો. " આમ કહી હાથમાં બત્તી લઇ પ્રભાવતી આગળ ચાલવા લાગી અને ઢોલો તેની પાછળ પાછળ જવા લાગ્યો. બન્ને જણાં પેલી અંધારી ઓરડીની બ્હાર નીકળી એક સુરંગમાંથી બ્હાર નીકળવા લાગ્યાં. એ સુરંગ બસો કદમ જેટલી લાંબી હતી તથા તેમાંથી બે માણસો સાથે જઇ શકે એટલીજ એ પહોળી હતી. સુરંગને નાકે આવેલું લોખંડી દ્વાર ખુલ્લું હતું. તથા ત્યાંથી બગીચામાં જવાતું હતું. પ્રભાવતીએ ઢોલાને ઉદ્દેશી કહ્યું, " તમે બગીચો વટાવી દક્ષિણે અડધા ગાઉને અંતરે મહાદેવજીનું જે જીર્ણ મંદિર આવેલું છે ત્યાં જજો. ત્યાં આવેલા એક પીપળા પાસે મ્હેં મ્હારા વિશ્વાસુ માણસને સજેલા ઘોડા સાથે તૈયાર રાખ્યો છે. તેની પાસે જઇ સંકેતનો 'નિર્ભય' શબ્દ ઉચ્ચારશો એટલે એ માણસ ઘોડો તમારે સ્વાધીન કરશે. તમે ઘોડે ચઢી આ રાજ્યની સરહદમાંથી જેમ બને તેમ ઝડપથી પસાર થઇ જજો."

" આમ કહી સજળ નયને પ્રભાવતી ઢોલાના મુખ તરફ જોઇ રહી. પ્રિયતમના વિયોગ શોકથી તેનું અબળા હૃદય ભરાઇ આવ્યું હતું. તેના મનમાં ભાવને સમજી જઇ ઢોલાએ તેને ચુંબન કરી કહ્યું, " વ્હાલી, આ જીંદગીમાં સુખમાં કે દુઃખમાં તમારા મધુર સ્મરણને હું ક્ષણકાળ માટે પણ નહી ભૂલી શકું.

ભુલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની

આમ કહી ઢોલાએ પોતાનો ભાવ છુપાવવા બીજી તરફ જોઇ ચાલવા માંડયું; કેમકે તેની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં હતાં. ઢોલો પોતાની દષ્ટિ મર્યાદાથી દૂર થયો ત્યાં સુધી પ્રભાવતી

આંસુ ભરી આંખે તેના તરફ જોઇ રહી. અત્યાર પુર્વેજ તેણે પેલી બત્તી બુઝાવી નાખી હતી. હોલો અદ્રશ્ય થયા પછી આસમાની આકાશ તરફ જોઇ ગદગદ કંઠે પ્રભાવતીએ કહ્યું " હે અનાથના નાથ વિપદભંજક વિશ્વેશ્વર ! તમે મ્હારા પ્રીયતમની સદૈવ રક્ષા કરજો એવી અનન્ય ભાવથી તમારા ચરણોમાં મ્હારી પ્રાર્થના છે.

આમ કહી અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મુકી પ્રભાવતી ધીમે પગલે રાજમહાલય તરફ જવા લાગી. પાઠક ! આ પ્રેમી જોડાનુ ફરીથી મિલન થશે કે ?

## પ્રકરણ ૯ મું.

### વિલક્ષણ યોગાયોગ.

લપંટસિંહે પોતાના માણસો માર્ફત મારૂ કુમારીને ગિરફતાર કરી ઘણે દુર મોકલી દીધી હતી. જ્યારે એ શુદ્ધિમાં આવી ત્યારે આસપાસનો દેખાવ જોઇ તેના હોશકોશ ઉડી ગયા એ સ્થળની ભયંકરતા ભલભલા ભડવીરના પાષાણ સમવજ હૃદયને પણ કંપવી એવી હતી એટલે પછી મારૂ જેવી એક રાજકુમારીનું રમણી હૃદય-કંપી ઉઠે એમાં શી નવાઇ ? વાંચકોએ અતીશય ભયંકર સ્થળની કાંઇક અંશે કલ્પના કરી શકે એ હેતુથી અમે તેનુ થોડુ વર્ણન અત્રે કરીએ છીએ.

એ સ્થળની ઉપરના ભાગમાં આસપાસ ફરતું પંદર માઇલ જેટલા ઘેરાવાનુ એક ભયાનક અરણ્ય આવેલું હતું એ અરણ્યમાંથી

જનમાનવ પસાર થઇ શકે એવો એક પણ માર્ગ નહતો. વીવીધ પ્રકારના જંગલી ઝાડો અને કાંટેરી વેલોનો એ જંગલમાં સમાવેશ થયેલો હતો. એ અરણ્યમાં અનેક સ્થળે એવાં વૃક્ષલતાઓમાં નીચ જુથ આવેલાં હતાં કે જેને મધ્યાન્હનો પ્રચાર સુર્ય સુદ્ધાં ભેદી શકતો નહી સિંહ, વાઘ વરૂ સર્પ વગેરે પ્રાણનાશક તેમજ ઝેરી પ્રાણીઓનો એમાં નીવાસ હતો એ જંગલમાં કોઇ પણ માનવથી પ્રવેશ થઇ શકતો નહી હોવાથી તેને આસપાસના પ્રદેશના લોક તૃતીઆ જંગલ જેવા ઉપનામથી ઓળખતા હતા. એ સ્થળે કેવળ પ્રેત પિશાચોનુ તાંડવ નુત્ય ચાલતું હોવું જોઇએ. એવીજ ગ્રામ્ય જનોની પ્રબળ માન્યતા હતી મધ્ય સ્થળે આવેલું ઘણા કાળનું પુરાતન જીર્ણ થઇ ગયેલું કાળીકાદેવીનું મંદીર*એ જંગલની ભયંકર તામાં વાલક્ષણ વધારો કરતું હતું મંદીરની અંદર કાળીકા દેવીની પુજા કરનાર કોઇ પુજારી નહોતો એ મંદીરે ખંડેરનું રૂપ ધારણ કરેલું હોઇ તેના પત્થરો આસપાશ ખસી પડવા લાગ્યા હતા. મંદીરની ચોતરફ જંગલી વનસ્પત્તિ ઉગી નીકળી હતી અને ધુળ ઢેફાઓનો ઢગલો થયો હતો મંદીરની અંદર એક ગુપ્તદ્વાર હતું તથા તેના ઉપર પત્થરોનો ઢગલો થયેલો હોવાથી એ દ્વારની અજાણ્યા કોઇ પણ માણસને ખબર નહોતી એ દ્વારની અંદર એક મ્હોટી સુરંગ આવેલી હોઇ તેની લંબાઇ લગભગ અડધા માઇલ જેટલી હતી એ સુરંગને ભેદી ભોયરૂ કહેવામાં આવે તો તેમાં કાંઇ અતીશયોક્તિ જેવુ નહોતુ સુરંગની યોજના એવી ચતુરાઇથી થયેલી હતી કે તેમાં સુર્યના સામાન્ય પ્રકાશનો વિસ્તાર થતો છતાં એ પ્રકાશનો પ્રવેશ ક્યાંથી કેવી રીતે થતો હતો એ કોઇ જાણી શકતુ નહી સુરંગ વટાવ્યા પછી જમીનના ગર્ભમાં પત્થરોથી બનેલું એક

મ્હોટું ખંડેર આવતું હતું. એ ખંડેર પત્થરોની આડી અવળી દિવાલોથી વિભકત થયેલું હતું. તથા તેમાં પ્રેતપુરીની યોજના કરવામાં આવી હોય એવો ત્યાં પડેલી વસ્તુઓ જોતાં ભાસ થતો હતો. ઘણે સ્થળે ન્હાનાં મ્હોટાં હાડકાંના ઢગલા થયેલા હતા તથા જૂદા જૂદા આકારમાં હાડપિંજરો માનવ દેહ ધારીના ભયંકર નાશવંત રૂપાંતરનો પરિચય કરાવતાં હતાં.

એ સ્થળે એક ખુણામાં રાખોડીનો મ્હોટો ઢગલો થઇ રહેલો હોવાથી ત્યાં કોઇએ પહેલાં અગ્નિ સળગાવ્યો હોય એવો ભાસ થતો હતો, એ હાડપિંજરો, હાડકાં, રાખોડીનો ઢગલો વગેરે વટાવી આગળ જતાં એક સ્થળે ઘાસની શય્યા બિછાવેલી હોઇ તેના ઉપર મારૂ પડેલી હતી. ત્યાં પાણી પીવાની તથા ખોરાકની જરૂર જેટલી સામગ્રી હતી તથા એક બાજુએ જમાનાની ખાધેલી, ઉમ્મરે આધેડ થયેલી કાળી સીદણ જેવી એક સ્ત્રી નાકનો અવાજ બોલાવતી જમીન ઉપર જ ઘસઘસાટ ઉંઘતી હતી. તેની મુખાકૃતિ તથા શરીરના અવયવો એવા તો કદરૂપા હતા કે જો તેને જીવતી ચુડેલની ઉપમા આપવામાં આવે તો તેમાં લેશ પણ અતિશયોકિત ન ગણાય. તેણે પહેરેલું વસ્ત્ર એટલું બધું મલિન હતું કે, જાણે કે તે ઘણા લાંબા વખતથી ધોવાયુંજ ન હોય. છાતી પરનો ભાગ ઉઘાડો હોઇ બન્ને સ્તન લાંબા થઇ ગયેલા ઝુલી ગયેલા તથા નાભિસુધી પહોંચેલા દેખાતા હતા.

મારૂએ જાગ્રત થઇ ઉપરોકત સ્થળની ભયંકરતા જોઇ તથા તેથી તે આભી બની ગઇ. પોતે કેવી રીતે કયાંથી અત્રે આવી ચઢી હતી અગર તો તેને કેવી રીતે અહીં લાવવામાં આવી હતી એ થોડા વખત સુધી તે યાદ કરી શકી નહિ, મુચ્છો કિંવા બેશુદ્ધિનો નિયમ

જ એવો છે. મુચ્છિત માણસ જાગ્રત થતાંની સાથેજ પૂર્વ ઘટનાની કારણ પરંપરા યાદ લાવી શકતું નથી. મારુએ થોડા વખત સુધી વિચાર કર્યો ત્યારેજ લંપટસિંહની વિષયાંધતા અને અત્યાચારનો ઇતિહાસ તેને યાદ આવ્યો, પોતે કેટલા વખત સુધી બેહોશ રહી હતી એ તે કલ્પી શકી નહિ, છતાં તેનું શરીર અતિશય થયેલું અનુભવમાં આવવાથી પોતે ઘણો વખત બેહોશ રહેલી હોવી જોઇએ એમ તેને વિચાર્યું.

આ પ્રસંગે વર્તમાનને વિસારી ભૂતકાળના વિચારો કરવા નિ-ર્થક હતા, વર્તમાનકાળની વિલક્ષણતા અને ભવિષ્યકાળની ભયંકર-તાના વિચારોથી મારૂ અત્યંત શોકાતુર બની ગઇ. દુર પેલી ચુડેલને ઉંઘતી જોઇ, એક વખત આસપાસ નજર ફેરવી અતિશય અશક્તિ હોવા છતાં મારૂ ઉઠી ઉભી થઇ તથા ધીમા પગલે એ સ્થળની પરિસ્થિતિ જોવા આગળ વધી. ઉપર વર્ણવેલી પરિસ્થિતિ જોઇ ધબ-કતા હૃદયે અને કંપતા શરીરે મારૂ પાછી અસલ સ્થળે આવી બેઠી તથા પોતાના મન સાથે કહેવા લાગી, “ અફસોસ, ભાગ્યયોગથી હું એક રાજનન્દિની આજે આ પ્રેતપુરી જેવા ભયંકર સ્થળે બંદિની થઇ પડી છું, વિષયથી અંધ બનેલો લંપટસિંહ અહીં આવશે તો હું મ્હારા સ્ત્રીધર્મનું રક્ષણ કેવી રીતે કરી શકીશ ? અહીં કોઇ મારી મદદે આવી શકે એવો સંભવ નથી તથા આ પ્રેતપુરીમાંથી મદદ મળ્યા સિવાય હું બ્હાર જઇ શકું તેમ નથી. ક્ષુધા તૃષ્ણાની વેદનાથી મ્હારૂં શરીર તદન અશક્ત થઇ ગયેલું હોવા છતાં આ સ્મશાન જેવા સ્થળે હું કેવી રીતે કાંઇ ખાઇ પી શકું ! એ નિર્દય નરદેહધારી રાક્ષસ ઘડીમાં અહીં આવી પહોંચી મ્હારા ઉપર જુલ્મ ગુજારશે

એવો મ્હને ભય રહે છે. હે અનાથના નાથ! જેવી રીતે ભર સભામાં તમે દ્રૌપદીનાં ચિરપૂરી તેની લાજ રાખી હતી તેવી રીતે મ્હારી પણ લાજ રાખજો. સતી ધર્મ એજ સ્ત્રી જીવનની શોભા છે. સતીત્વધર્મ ગુમાવી બેઠેલી સ્ત્રી એ સ્ત્રી નહિ પણ કલંકની પ્રતીમા છે. એટલા માટે જ શાસ્ત્રમાં કહ્યું છે કે, બાલ્યકાળમાં માબાપે યૌવનકાળમાં પતીએ અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ સ્ત્રી જાતિના ધર્મની રક્ષા કરવા સાવધાન રહેવું જોઇએ. સતીત્વ એ કાચ જેવું છે. તે એક વખત ભાંગ્યા પછી પુનઃ સંધાતું નથી.

સતી ઇચ્છે છે પતિચરણની સેવા;
એને અન્ય વિષયની નહિ કંઇ લેવા દેવા; સતી
પતિ કાયાની સતી છે શાળી છાયા
સતી નાર તણા ગુણ ત્રિભુવન માંહી ગવાયા
સતીને મન પતિછે મીઠા મેવા
પતી પ્રભુ છે સતી તણો ને દેવાધી દેવા સતી

હું કુમારીકા હોવા છતાં ખરી રીતે ઢોલારાયની વાગ્દતા વધુ છું. વ્યાવહારીક દ્રષ્ટીથી હું લગ્ન ગ્રંથીથી ગ્રંથાયલી નહિ હોવા છતાં ધાર્મીક દ્રષ્ટીએ ઢોલારાય સાથે જીવન પર્યંતને માટે મારો સંબંધ થઇ ચુકયો છે. કિશોર અવસ્થામાં ફકત એકજ વખત જોયલી એ મનમોહન મુર્તિજ મ્હારી આરાધનાનું ધન છે. છતાં તેમણે મને છેટજ વિસારી કેમ દીધી હશે એ હું સમજી શકતી નથી તેઓ એ સંબંધને ભુલી બીજી કોઇ સદભાગી સ્ત્રીના પ્રાણેશ્વર તો નહિ થયા હોય ?" આવાં અસંખ્ય વિચાર મારૂ કરતી હતી. દુષ્ટ અમરાના તરકટથી ઢોલાને પોતાની માતા સહિત રાજ ત્યાગી અજ્ઞાતવાસ

સ્વીકારવો પડયો હતો એ વિષયથી મારૂ અજ્ઞાત હતી મારૂની વિચાર-માળા ચાલતી હતી એવામાં પેલી સીદણ જેવી ચુડેલ જાગી ઉઠી તથા આળસ મરડી મારૂ પાસે આવી તેણે સંકેતથી તેને ખોરાક લેવાનું જણાવ્યું ક્ષુધા તૃષ્ણાની વેદના અસહ્ય થઇ પડેલી હોવાથી ભાવે અભાવે મારૂએ થોડો ખોરાક ખાધો અને પાણી પી લીધું ખરી રીતે પેલી ચુડેમ બોબડી હોવાથી તેના સંકેતોનો સઘળો મર્મ મારૂ સમજી શકતી નહિ વિવિધ પ્રકારના સંકેતથી એ ચુડેલ એવા વિદ્રુપ મુખભાવ દર્શાવતી કે જે જોઇ મારૂના અંતઃકરણમાં અતિશય તિરસ્કાર ઉપજતો હતો છેવટે મારૂએ એ ચુડેલને પોતાની પાસેથી દુર જવા જણાવ્યુ એટલે તે તેની પાસેથી ચાલી ગઇ. એવામાં કોઇ આવતું હોય એવો પગલાનો ખડખડાટ સંભળાયો.

થોડા સમયમાંજ વિષયાંધ લંપટસિંહ મારૂ પાસે આવી પહોંચ્યો તેના મુખ ઉપર પ્રસન્નતા તેમજ દ્રઢતા દેખાતા હતાં તેણે નશો કરેલો હોવાથી તેનું નાક તથા મ્હોં લાલચોળ થઇ ગયાં હતાં તેની આંખોમાં એક પ્રકારનું કૃત્રિમ તેજ પ્રકાશતું હતું તેની ચાલ સ્થિર નહોતી મારૂની નજીક આવી વિજયી ભાવથી તેણે કહ્યું, " રસવેલી હવે રસિક વલ્લભને વૃથા ન તલસાવો તથા મ્હારા જીગરમાં જાગેલી કામાગ્નિની જ્વાળાને જલ્દી બુઝાવો.

મૃગ લોચની ઓ મદ ભરી ના રોષ અંતરમાં ધરો,
આલિંગી મહારા અંગને અંતરતણી પીડા હરો,
રસવેલી :રસના સાગરે પિયુંસાથ સ્થાન સદા કરો.
રગ રગ રતિ પ્રકટાવી રસબસ ઉભય અંગો કરો,

જો મ્હારી ઇચ્છા તૃપ્ત કરશો તો તમને સહજ પણ દુઃખ દેવામાં નહિ આવે. ”

મારૂએ સહજ પણ વિચલિત થયા સિવાય કહ્યું; “લંપટસિંહ પ્રેમ એવી વસ્તુ છે કે, તે બળાત્કારે મેળવી શકાતો નથી. પ્રેમ એ સ્વર્ગની સામગ્રી છે તથા કોઈ ભાગ્યશાળી વિબુધ માણસજ યથાર્થ પ્રેમને ઓળખી શકે છે. ”

“ સુંદરિ ! તમારે માટે મ્હારા હૃદયમાં અપાર પ્રેમ છે ” લંપટસિંહે સહજ નમ્ર સ્વરે કહ્યું.

“ એ પ્રેમ નહિ પરંતુ પાશની વાસના છે. વાસનાના ભૂખ્યા માણસોને પ્રેમ શું ચીજ છે એવી કલ્પના પણ હોતી નથી. વાસના તૃપ્ત થતાંજ મોહાધીન માણસનો મોહ છુટી જાય છે; પરંતુ ખરા પ્રેમની સ્થિતિ ઉલટી છે. ખરો પ્રેમિક કદાપિ બદલાની આશા રાખતો નથી. જ્યાં બદલાની આશા હોય છે ત્યાં સ્વાર્થ છે. પ્રેમમાં સ્વાર્થની ગંધ પણ હોતી નથી.

ચાહે ના બદલો કદિ દઈ કુસુમ નિજ વાસ;
પ્રેમીને પ્રેમી પૂજે નહિ બદલાની આશ,

“ ખરા પ્રેમનું નામજ સ્વાર્પણ છે. ” મારૂએ પ્રેમના અર્થનું સ્પષ્ટિકરણ કરતાં કહ્યું.

“ સુંદરિ ! તમે જે પ્રેમની વાત કરી છે તે કેવળ કલ્પિનિક પ્રેમ છે. આ સંસારમાં તો સુંદર યુવક યુવતીઓના સ્નેહમિલનથીજ પ્રેમની ઉત્પતિ થતી સમજવામાં આવે છે. દેવાધિદેવ સુદ્ધાં રૂપવતી

સુંદરીને જોઇ લોભાયા હતા તો પછી મ્હારા જેવો એક મૃત્યુલોકનો માનવી તમારા જેવી અપ્સરાના રૂપપર મુગ્ધ થાય એમાં નવાઈ જેવું શું છે ? વળી તમે હજી કુમારિકા છો. તમારી દેહલતાને હું અનાઘ્રાત પુષ્પની ઉપમા આપું છું. મ્હારી સાથે રસવિલાસ ભોગવવાથી તમે અન્યાય કરો છો એમ નહિજ કહી શકાય." લંપટસિંહે ઉત્તર આપતાં કહ્યું.

"ના, તમારી ભુલ થાય છે. હું દોલારાય નામના એક રાજ કુમારની વાગ્દત્તા વધૂ છું, વળી મ્હને જો કદાચ તમે કુમારિકા માનતા હો તો પણ માતા પિતાની અનુમતિ મેળવ્યા સિવાય કોઇ પણ પુરૂષ મ્હારા હાથની માગણી કરી શકે તેમ નથી. તે ઉપરાંત સરખા દરજ્જાનાં તથા સરખા ગુણ સ્વભાવનાં નરનારીઓનાં લગ્નજ શોભે છે. માન સસરનો હંસ હંસિણી છોડી કાગડીને નથી ચ્હાતો" મારૂએ લંપટસિંહનો ભ્રમ દૂર કરવાના આશયથી કહ્યું.

"ત્યારે તમારી નજરે હું કઇ રીતે ઉતરતો છું ? હું રૂપવાન ફાંકડો જુવાન છું. મ્હારો તમારા તરફ અવર્ણનીય પ્રેમ છે. તમે ક્યાં નથી જાણતાં કે,

> ઊંઘ ન જુએ તુટી ખાટ, ભુખ ન જુએ ટાઢો ભાત;
> પ્યાસ ન જુએ ધોબી ઘાટ, પ્રેમ ન જુએ જાત કજાત

લંપટસિંહનાં આ વચન સાંભળી મારૂએ કહ્યું, " એ બધાં ઉદાહરણો તમારા જેવા વિષયાંધોને માટે છે. બાકી ખરી વાત તો એ છે કે,

જો આધ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. પ્રેમ એ ભક્તિનું પ્રથમ પગથીઉં છું તથા ભક્તિથી ત્યાગ ભાવ ઉત્પન્ન થાય છે. લંપટસિંહ ! હજી પણ હું તમને વિનંતિ કરૂં છું કે, મનમાંથી આ નાશવંત રૂપનો મોહ દુર કરો અને સનમાર્ગે સંચરો.

જે જઘનને કરિકરૂ કહે તે મલિન જળ આગાર છે,
કંચન કલસસમ કુચ આ બે ગ્રંથીઓનો ભાર છે;
સુંદર જણાતી ચામડીમાં હાડપિંજર સાર છે;
કાયા નથી આ કામિનીની નરકનો અવતાર છે.

લંપટસિંહ ! જો માણસ હો તો હજી પણ વિચારો અને અધર્મનો ભાર શિરપર ન વધારો. " મારૂએ પાષણુપર ઉપદેશામૃતનું વૃથા સિંચન કરવા માંડયું.

" કુમારિ ! કામદેવતાની કળાથી તમે અજ્ઞાત હોવાથીજ આવાં વચન ઉચ્ચારો છો. કેમ કે,

એ કામ કેરા મોહમંત્રે હોશ ઉડી જાય છે.
છાતી મહીં કંઇ થાય ભોજન પાન પણ વિસરાય છે.

મ્હારી ઇચ્છા એક વખત પૂર્ણ કરો એટલે પછી હું તમને આ ભયાનક સ્થળેથી તમારી ઇચ્છા હશે ત્યાં લઇ જઇશ. " લંપટસિંહે પોતાનો નિશ્ચય નજ છોડયો.

" મ્હને લાગે છે કે, તમને વધુ સમજાવવાનો પ્રયત્ન કરવો વૃથા છે. ચિંતા નહિ. તમે ચાહે તેટલો જુલમ ગુજારો તો પણ હું.

મ્હારા ધર્મનો ત્યાગ કરનાર નથી; મ્હારા દેહમાં જીવ છે ત્યાં સુધી તો તમારી પાપી વાસના સફળ થનાર નથી.

તીર કે તલ્વારના આઘાતથી ડરતી નથી;
ખંજર ચલાવો તોય ભય લવલેશ હું ધરતી નથી.
સતી નાર છોડી ધર્મનો બીજો પતી કરતી નથી.
જે વરી એકજ નારેને તે અન્યને વરતી નથી. ”

મારૂએ પણ પોતાનો ટેક ન છોડયો.

“ નાદાન કુમારિકા ! મ્હારા પ્રબળ પરાક્રમનો તને પરિચય નહિ થાય ત્યાં સુધી તું મ્હારૂં કહ્યું માનનાર નથી. હજી વિશેષ દુઃખ સહન કરવાની ત્હારી મરજી હોય એમજ લાગે છે. ઠીક છે, જોઈ લે ત્યારે. ” આમ કહી લંપટસિંહે કમરપટ્ટામાંનો તમંચો બ્હાર ખેંચી કાઢી એક તરફની દિવાલમાં ગોળીબાર કર્યો. તમંચામાંથી ગોળી છુટતાં એક ભયાનક અવાજ થયો તથા દિવાલમાં જે સ્થળે ગોળી વાગી હતી ત્યાંથી ઘણા પત્થરો નીચે તુટી પડયા. ત્યાં આગળ એક ભયાનક અંધારાવાળું ભોંયરૂં આવેલું દેખાતું. હતું. તેમાં પ્રકાશનું ચિન્હ શુદ્ધાં નહોતું. લંપટસિંહ થરથર કંપતી મારૂને તેનો હાથ પકડી બળાત્કારે પેલા ભોંયરા તરફ ખેંચી જવા લાગ્યો. પેલી ચુડેલ ખડખડાટ હસવા લાગી એવામાં પાછળથી કોઈએ બુલંદ અવાજે કહ્યું, “ ખબરદાર ! એક પણ પગલું આગળ વધીશ તો જીવથી જઇશ. ”

લંપટસિંહ સ્થિર થઇ જઇ પોતાના ગુપ્ત સ્થાનમાં આવેલા

એ ભેદીમાણુસ તરફ ટગર ટગર જોઇ રહ્યો એ ભેદી માણસના હાથમાં ભરેલો તમંચો હોઇ તે તેણે લપટસીંહના લલાટ તરફ તાકી રાખ્યો હતો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### મિલન અને લગ્ન.

---

જે માણુસને જોઇ વિષયાંધ લંપટસીંહ વીસ્મીત અને ભય ભીત બની ગયો હતો તે બીજો કોઇ નહી પરંતુ ઢોલો હતો પ્રભાવતી પાસેથી છુટો પડી ભિન્ન ભીન્ન સ્થળે ફરતો ફરતો તે આ તરફ આવી ચડયો હતો તથા દુરથી તેણે લંપટસીંહને મંદીરની ગુફામાં પ્રવેશ કરતો જોઇ સંદેહશીલ બની તેનુ અનુંસરણ કર્યું હતું ઢોલાનું શરીર કસરતબાજ હતું તથા હમણાં તે સશસ્ત્ર હતો તેથી તેની સ્હામે થઇ જીવનુ જોખમ ખેડવાનું સાહસ લંપટસીંહ કરી શકયો નહી લંપટસીંહે ચાલાકીથી કામ કાઢી લેવાના વીચારથી કહ્યું હે નવયુવક હું તમને ઓળખતો નથી તથા મ્હે તમારી સહજ પણ વીરૂદ્ધતા કરી નથી છતાં વગર રજાએ તમે અહી આવી મહારા કામમાં ખલેલ કરો છો એ વ્યાજબી નથી

ઢોલાએ નિર્ભય ચિતે અને દઢ કંઠે કહ્યું ત્યારે એક નીરાધાર અબળા ઉપર જુલમ ગુજારવો એ શું વ્યાજબી છે કે ?

વીર પુરૂષે અબળા ગણાતી સ્ત્રી જાતીને રક્ષણ કરવું જોઇએ તેને બદલે તું તેના ધર્મનો નાશ કરવા ઇચ્છે છે. સારૂં થયું કે હું અણીના વખતે તને જોઇ શકયો છું અને તેથી એક સતી સ્ત્રીનો ધર્મ બચાવવાનું પુણ્ય હુ પ્રાપ્ત કરી શકયો છું.

આ વાકયોના ઉત્તરમાં શું કહેવું એ લંપટને સુઝયું નહી ઢોલાપર તેને અતીશય ક્રોધ ઉપજયો; પરંતુ એ ક્રાધ મનમાંજ સમાવ્યા શીવાય તેનો છુટકો ન હતો પીસ્તોલથી લંપટના કપાળ તરફ તાકી રાખી ઢોલાએ મારૂ તરફ જોયું ટોતાના ઉદ્ધારકર્તા તરફની કૃતજ્ઞતાનો ભાવ મારૂની આંખોમાં પ્રકાશતો હતો ઢોલાની આંખો સાથે પોતાની આંખોનું મિલન થતાં શરમાઇ ગઇ. ઢોલાને મારૂનું મ્હોં પરિચિત જણાયું; છતાં ઘણા વખતનો વિયોગ હોવાથી તે તેને ઓળખી શકયો નહિ. તેણે સરળભાવથી કહ્યું, " સુંદરિ ! નિર્ભયતાથી તમે મ્હારી સાથે ચાલો. આ ગુફામાંથી બ્હાર નીકળ્યા પછી હું તમને તમે કહેશો ત્યાં પહોંચાડીશ. " આમ કહી કાંઇ વિચાર આવવાથી ઢોલો હાથમાં પિસ્તોલ લઇ લંપટ પાસે ગયો તથા માથા પરનો શિરપેચ કાઢી તેણે લંપટને મુશ્કેટાટ બાંધી દીધો. પેલી ડાકણ જેવી સ્ત્રી તો લાગ સાધી કયારનીય નાસી ગઇ હતી.

લંપટને બંધનયુક્ત સ્થિતિમાં ત્યાંજ રહેવા દઇ મારૂને પોતાની પાછળ આવવાનો સંકેત કરી ઢોલો આગળ વધ્યો તથા મારૂની સાથે ગુફાની બ્હાર નીકળ્યો. થોડે દૂર જઇ બન્ને જણાં એક વડવૃક્ષની છાયા નીચે બેઠાં. ત્યાં ઢોલાએ પોતાનો ઘોડો બાંધી રાખ્યો હતો. હવે ઢોલાએ મારૂ તરફ જોઇ પૂછ્યું, " સુંદરિ ! તમારૂં નામ શું છે ? "

" મ્હારૂં નામ મારૂ છે તથા કચ્છ લખપતના રાણા રણમલ-સિંહજીની હું એકની એક પુત્રી છું." શરમાતાં શરમાતાં મારૂએ પોતાની ઓળખાણ આપી.

મારૂનું નામ સાંભળવામાં આવતાં ઢોલાને પુરાતન સ્મૃતિ યાદ આવી, છતાં પોતે કાંઇ જાણતો ન હોય એવા ભાવથી તેણે પૂછ્યું. " જે નરપિશાચે વિષયાંધ બની તમારા ઉપર અત્યાચાર કરવા માંડયો હતો એ પાપાત્મા કોણ છે ? "

મારૂ:—એ અમારા રાજ્યના કારભારીનો સ્વચ્છંદી દીકરો છે.

આમ કહી મારૂએ લંપટની લુચ્ચાઇની સઘળી હકીકત ટૂંકામાં ઢોલાને કહી સંભળાવી.

" તમારૂં લગ્ન થઇ ગયું હશે ?" ભેદક દ્રષ્ટિથી મારૂ તરફ જોઇ ઢોલાએ કહ્યું.

આ પ્રશ્નનો મારૂ લજ્જાને લીધે કાંઇ ઉત્તર આપી શકી નહિ. ઢોલાએ કહ્યું, " કેટલાંક ચોકસ કારણોને લીધે મ્હારે તમને આ પ્રશ્ન પૂછવો પડયો છે, માટે લજ્જાનો ત્યાગ કરી મ્હને યથાર્થ ઉત્તર આપો. "

" જુઓ સાંભળો દુનિયાની નજરે હું અવિવાહિત હોવા છતાં ધર્મની દ્રષ્ટિથી મ્હારો વિવાહ થઇ ચુકેલો છે. હિંદુનારી માટે એકજ પતિ નિર્માણ થયેલો હોય છે. હું જ્યારે તદ્દન ન્હાની એટલે કે સાત આઠ વર્ષની હતી ત્યારે મ્હારો વાકસંબંધ નરવરગઢના રાણાની સંમતિથી તેમના એકના એક કુમાર ઢોલારાય સાથે થયો હતો, સંબંધ થયો ત્યારે મ્હેં કેવળ એકજ વખત મ્હારા નાથને—આલોક

તથા પરલોકના દેવતાને જોયા હતા. ઘણા કાળનો વિયોગ હોવાછતાં હું એ સંબંધની વાત ભૂલી ગઇ નથી, છતાં મ્હારા દુર્ભાગ્યે મ્હારી આશા હજી પૂર્ણ થઇ નથી. હું ઉમ્મર લાયક થયેલી હોવાથી મ્હને પરણાવી નિશ્ચિંત થવાની આશાથી ઘણાં માણસો તથા સંદેશા પિતાએ નરવરગઢ તરફ મોકલ્યા હતા, પરંતુ ત્યાંના મહારાજાનું એકાએક ખૂન થવાથી રાજ્યમાં અંધાધુંધી થયેલી હોવાથી પિતાને કાંઈ સમાધાનકારક ઉત્તર મળ્યો નથી. મ્હારા ભાગ્યમાં શું નિર્માણ થયું છે એ હું સમજી શકતી નથી. " આટલું બોલતામાં તો મારૂની આંખોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. ઢોલાએ સહાનુભૂતી દર્શાવતાં કહ્યું, " સુંદરી ! ખેદ ન કરો. ઇશ્વરના મંગળ વિધાનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો. વળી હું એક પ્રશ્ન પૂછું છું તેનો નિષ્કપટ ચિત્તે મ્હને ઉત્તર આપજો કહો જોઇએ કે, જો ઢોલારાય સાથે તમારો વાકસંબંધ થયેલો છે તે જો દૈવયોગથી રાજકુમારમાંથી કંગાલ ફકીર ભિક્ષુક બની ગયો હોય તો તમે તેને પરણો ખરા કે ?"

થોડા સમય સુધી મારૂ ઢોલાના મુખ તરફ જોઇ રહી. પછી તેણે કહ્યું, " મહાશય ! દશાનું ચક્ર નિરંતર ફર્યાજ કરે છે. સતી સ્રીને મન એકજ પતિ હોય છે. પતિ સેવામાંજ સ્રી જીવનની સાર્થકતા છે. વિભાવ વિલાસ ભોગવવાની ઐહિક લાલસાથી જે સ્રી પરણે છે તેને પ્રેમ શું ચીજ છે તેની માહિતી હોતી નથી. પ્રેમીજનો એક બીજાના પ્રેમમાં જંગલની ઝુંપડીમાં પણ સ્વર્ગીય આનંદ અનુભવે છે. જાર બાજરાનો સુકકો રોટલો તેમને અમૃતથી પણ અધિક સ્વાદીષ્ટ લાગે છે. સાચી સ્રી પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહે છે. પતિના સ્નેહ આગળ સ્વર્ગના અઇશ્વર્યને પણ તે તુચ્છ સમજે છે. "

આ વચનો સાંભળવામાં આવતાં ઢોલો પોતાના મનમાં ઘણો હરખાયો. તેણે હવે ભેદ નહિ રાખતાં મારૂને પોતાની ઓળખાણ આપી તથા પોતાના પર ગુજરેલી સઘળી હકીકત નિષ્કપટ ચિતે તેણે તેને કહી સંભળાવી. પ્રભાવતી વાળી વાત પણ તેણે મારૂથી છુપાવી નહિ પોતાનો કારાગૃહમાંથી કેવી રીતે ઉદ્ધાર થયો હતો તે સુદ્ધાં તેણે કહ્યું. એ હકીકત સાભળી હર્ષ ઘેલી બની મારૂ ઢોલાના કંઠમાં ભેટી પડી. એકજ ક્ષણમાં તેની સઘળી વેદના જાણે કે દુર થઇ ગઇ. હૃદયમાં પણ ઘણાં વખતથી જે દાવાનળ સળગતો હતો તે પ્રિયતમના સ્નેહ સ્પર્શથી શાન્ત થઇ ગયો.

"તમારે યાદ રાખવું જોઇએ કે, મ્હારી પ્રતિજ્ઞા પાર પાડવી પડશે. જો હું પ્રભાવતીનો ત્યાગ કરીશ તો તે આત્મ હત્યા કરી જીંદગીનો અંત લાવશે." ઢોલાએ વિમાસણમાં પડી કહ્યું.

"તમે તમને જેમ ઠીક લાગે તેમ કરો તમારા કાર્યની યોગ્યાયોગ્યતા વિચારવાનો મ્હને અધિકાર નથી મ્હારો ધર્મ તમારા ચરણોમાં તન, મન અને જીવન સમર્પણ કરવાનો છે." એક પતિ પ્રાણા સાધ્વીને છાજે એવો મારૂએ ઉત્તર આપ્યો.

પછી બન્નેજણાં રાજધાનીમાં ગયાં. રાણા રણમલસિંહને અને તેની રાણીને ઢોલાના સમાગમથી અપુર્વ આનંદ થયો. તેઓ સઘળું દુઃખ ભુલી ગયાં.

ત્યાર બાદ ઢોલાના આગ્રહથી રણમલસિંહે પોતાનું સઘળું સૈન્ય ઢોલાને સોંપ્યું. ઢોલો પિતાનું રાજ્ય પાછું મેળવવાની કામનાથી સૈન્ય લઇ નરવરગઢ જઈ પહોંચ્યો. નરવરગઢમાં ઘણી અંધાધુધી ફેલાઇ

ગયેલી હોવાથી ઢોલાએ ઘણી સહેલાઇથી પિતાનું રાજ્ય પાછું મેળવ્યું તથા યુદ્ધ પ્રસંગે દુષ્ટ અમરો અને તેના બદમાશ સાથીઓ માર્યાગયા.

યુદ્ધમાં વિજયી થઇ ઢોલો વાજતે ગાજતે માતાને લઇ આવવા ગયો. એ વખતની માતા પુત્રની મુલાકાત કેટલી આનંદજનક હતી તે શબ્દોથી દર્શાવી શકાય તેમ નથી.

ઢોલાની ખરી ઓળખાણ પ્રાપ્ત થતાં પ્રભાવતીના પિતાએ પોતાના વર્તન માટે પશ્ચાતાપ દર્શાવ્યો અને ઢોલાને ઘણો સત્કાર આપી તેની સાથે પોતાની કન્યા પરણાવવાનો સંકલ્પ પ્રકટ કર્યો.

શુભ દિવસે ઢોલાએ પ્રભાવતી અને મારૂ સાથે લગ્ન કર્યું પ્રભાવતી અને મારૂ સગી બ્હેનોના જેવા સ્નેહથી વર્તી ઢોલાની સેવા કરવા લાગી. દુઃખ પછી સુખ આવ્યું. પાપ પુણ્યના સંગ્રામમાં પાપનો પરાજય અને પુણ્યનો જય થયો. લંપટસિંહનું પાપ જાણવામાં આવતાં રણમલસિંહે તેને શિરચ્છેદની સજા કરી.

